ઇનામ લાઈબ્રેરી માટે મંજુર થયું છે.

# दलपत सतशही.

રચનાર,

**કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઇ. ઈ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**છોટમલાલ દલપતરામ કવિ.**

જેમ જગમ જવાહિરે સુવર્ણની સરસાઈ;
ભાષાનું શોભાવે બહુ, તેમ દુહા સતશાઈ.

આવૃત્તિ ત્રીજી. ૧૦૦૦ નકલ.

મુખ્ય એજન્ટ:-

**જીવનલાલ અમરશી મહેતા: અમદાવાદ.**

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

કિંમત પાંચ આના.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

કાંઈ પણ વાતચીત કરતાં અથવા સભામાં ભાષણ કરતાં તેમાં દૃષ્ટાંતો આપવાથી તે વાત અને તે ભાષણ અસરકારક થાય છે. જેમ હીરા, માણેક, મોતીવડે સોનાના દાગીના શોભે છે, તેમજ દૃષ્ટાંતરૂપી વાક્ય અથવા કવિતાથી ભાષણ શોભે છે. સંસ્કૃતમાં એવા શ્લોક ઘણા છે, એનું નામ સાહિત્ય કહેવાય છે. એવા શ્લોકોનો સંગ્રહ કરીને પુસ્તક છપાવ્યું છે, તેને '**સુભાષિત**' કહે છે. વ્રજભાષામાં "**બીહારી સતશાહી**" એટલે બિહારીદાસ કવિએ સાતસેં દોહરાનો એક ગ્રંથ કરેલો છે, પણ તેમાં તો જુદા જુદા અલંકાર છે; તથા કોઈ કોઈ દોહા બબે ત્રણ ત્રણ અર્થના છે. તે દોહા ભાષણના ઉપયોગમાં આવે તેમ નથી, તોપણ તેમાં ચતુરાઈ ઘણી છે, તેથી તે વખણાય છે. તેનો અર્થ કઠણ છે, તે માટે ઘણા પંડિતોએ તેનો અર્થ સમજવા સારૂ ટીકાઓ કરી છે. સંસ્કૃતમાં ટીકા છે, તેમજ વ્રજ ભાષામાં પણ છે.

એ સતશહી ઉપર ગુજરાતી ટીકા થાય તો ઘણી ઉપયોગી થઈ પડે.

બીજી વૃંદ કવિએ કરેલી "**વૃંદ સતશાહી**" છે. તેનો અર્થ સહેલો છે, અને તે બધા દોહરા ભાષણના ઉપયોગમાં આવે એવા છે, અને તે જુદી જુદી ઘણી બાબતો ઉપર લાગુ પડે તેવા છે. રામકથા બનાવનાર તુળશીદાસે "**તુલશી સતશાહી**" કરેલી છે, તે પણ દૃષ્ટાંત દેવા લાયક છે.

"સતશહી" એનો મૂળ શબ્દ સમશતી નીટલે સાતસેં છંદ. દયારામ કવિએ "દયારામ સતશહી" કરેલી છે. ગુજરાતી ભાષામાં એવી સતશહી કોઇએ કરેલી નહોતી. માટે ગુજરાતના પ્રખ્યાત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ "દલપત સતશહી" ના સાતસેં દોહરા બનાવ્યા; તેનું જુદું પુસ્તક છપાવવાનો તેમનો વિચાર હતો. તેવામાં "દલપત કાવ્ય ભાગ ૧ લો" એવા નામનું પોતાની કવિતાના સંગ્રહનું મોટું પુસ્તક છપાવી પ્રગટ કર્યું. તેમાં સતશહીના ઘણા દોહરા જુદા જુદા પ્રકરણમાં જ્યાં લાગુ પડયા ત્યાં દાખલ કર્યા. પણ તે મોટી કીંમતનું પુસ્તક ઘણા માણસો ખરીદ ન કરી શકે, તેથી કેટલાએક સજ્જનો, જેઓ "દલપત સતશહી" જુદી છપાએલી જોવાને ખુશી હતા, તેઓ દીલગીર થયા. તે વાત મારા જાણવામાં આવી, ત્યારે મેં તે કવિરાજ પાસે માગણી કરી. ત્યારે તેમણે મહેરબાની કરીને "દલપત સતશહી" ના જુદા પુસ્તકની એક આવૃત્તિ છપાવવાનો મને હક આપ્યો. તેથી આ પુસ્તક છપાવીને મેં પ્રગટ કીધું છે.

વિષયો કક્કાવાર ગોઠવ્યા છે, તેથી વાંચનારાઓને કેટલીએક સગવડ થઈ પડશે.

કવીશ્વરે કૃપા કરી એક વારને માટે મને પરવાનગી આપી તેથી હું તેમનો ઘણો આભાર માનું છું.

કવીશ્વર દલપતરામભાઇએ સને ૧૮૭૮ સુધી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની નોકરી કરી તે દરમિયાન જે જે પુસ્તકો પ્રગટ કર્યાં તેની યાદી દલપતકાવ્યમાં છે. પછી તે-

મની આંખે દરદ થવાથી સને ૧૮૭૮ માં નોકરી છોડી. તે પછી શરીરે અશક્ત છતાં પણ તેમણે નીચે મુજબ કામ કર્યાં છેઃ—

સને ૧૮૭૮ માં દલપતકાવ્યનું પુસ્તક તૈયાર કર્યું, તેની ૧૦૦૦ પ્રતો છપાવેલી, તે થોડાંજ વર્ષમાં ખપી ગઈ.

સને ૧૮૮૦ માં કચ્છનાં મહારાણી નાનીબા સાહેબે ૫૦૦ રૂપીઆ ઇનામ આપીને "કચ્છ ગરબાવાળી" નામની ચોપડી કવીશ્વર પાસે રચાવી. તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કરી છે.

સને ૧૮૮૧ માં વઢવાણના મહારાજા દાજીરાજજીએ ૪૦૦ રૂપીઆ ઇનામના આપીને "માંગલિક ગીતાવળી" નામની ચોપડી રચાવી. એ ચોપડીની ૫૦૦૦ પ્રતો મહેરબાન દાજીરાજજી સાહેબે પ્રગટ કરી છે.

સને ૧૮૮૨ માં પ્રવીણ સાગરની કલ્પિત વાર્તાનો ગ્રંથ રાજકોટના રાજા મહેરામણજીએ રચેલો તેની ટીકા હજાર રૂપીઆ ઇનામ આપીને ધ્રાંગધરાના મરહુમ કારભારી હરિશંકર પ્રાણજીવને કવીશ્વર પાસે કરાવીને તે ગ્રંથ પ્રગટ કર્યો.

સને ૧૮૮૩ માં લોધીકાના તાલુકદાર અભેસિંહજીએ સ્વામિનારાયણના જન્મચરિત્રનો ગ્રંથ આશરે ૧૧૦૦૦ શ્લોક ના પુર જેટલો કવીશ્વર પાસે કરાવ્યો, અને ૧૦૦૦ રૂપીઆ રોકડા અને બીજો કેટલોક શિરપાવ આપ્યો.

સને ૧૮૮૪ માં બ્રહ્માનંદ તથા મુક્તાનંદના ઘણા કઠણ છંદની ટીકા એજ તાલુકદારે કવીશ્વર પાસે કરાવીને સારો શિરપાવ આપ્યો છે.

સને ૧૮૮૫ માં આ "દલપત સતશહી" ના પુસ્તક માટે લગભગ ચારસેં દોહરા મહેરબાની કરીને મને નવા બનાવી આપ્યા છે.

પ્રભુ પ્રતાપે કવીશ્વર દીર્ઘાયુ ભોગવે, અને તેમના તરફ થી અધિક ઉપયોગી ગ્રંથો બહાર પડે ! તથાસ્તુ.

સુબોધપ્રકાશ ઓફિસ,
તારીખ ૫-૫-૧૮૮૫

પુરૂષોત્તમ કહાનજી ગાંધી.
લીંબડી, કાઠિયાવાડ.

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ ઘણાં વર્ષો થયાં મળતી નહોતી અને લોકોની માગણી અતિશય હતી, તેથી છત્રીશ વર્ષે આ બીજી આવૃત્તિ છપાવવામાં આવે છે. પહેલી આવૃત્તિ વખતે આ પુસ્તકની કીંમત સાત આના હતી તે ઘટાડીને હાલ *ચાર આના રાખવામાં આવી છે. કીંમત લગભગ અર્ધોઅર્ધ ઓછી કરવા છતાં કાગળ, છાપ વગેરે પહેલી આવૃત્તિ કરતાં ચઢીઆતાં કરવામાં આવ્યાં છે. આથી જીજ્ઞાસુઓની જીજ્ઞાસા તૃપ્ત થશે તો હું કૃતાર્થ થયો સમજીશ.

પ્રકાશક.

* આ ત્રીજી આવૃત્તિ લડાઇના મોંઘવારીના સમયમાં છપાવેલી હોવાથી કિંમતમાં એક આનો વધારેલો છે.

# दलपत सतशाही.

## દોહરા.

દષ્ટાંતે જો દષ્ટાંત તો, શોભે સઘળી વાત;
જેમાં ભલાં ભૂષણ થકી, શોભે જુવતી જાત. ૧

## અપૂર્ણ ઉપાય.

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
થૂંકે કાગળ સાંધિયે, જોતાં ઉખડિ જાય. ૨
તળાવ નદિયો તુંબડે, આરપાર ઉતરાય;
સાગર સંપૂરણ ભર્યો, તે તો નહિ તરાય. ૩
બે જણ નેમ્યા હોય ત્યાં, એકે સરે ન અર્થ;
બે કમાડને બારણે, વાસ્યું એક તે વ્યર્થ. ૪

કશું ન નિપજે એકથી, ફોકટ મન ફુલાય;
કમાડ તાળું બે મળી, ઘરનું રક્ષણ થાય. ૫
જોઇએ તેમાં એક પણ, ઓછે નહિ નિભાય;
પાયા ઇસો ઉંપળાં, મળી ખાટલો થાય. ૬
એક રૂપૈયો સાંપડે, નાણાવટું ન થાય;
મળે સુંઠનો ગાંગડો, ગાંધી નહિ થવાય. ૭
કારજ સાહાયતા વિના, કરી શકે નહિ કોય;
કહો હથોડો શું કરે, જો નહિ હાથો હોય. ૮
નિશ્ચે નિયમ પ્રમાણમાં, કસર કરી ન શકાય;
રંગ જેટલો નાંખિયે, તેવું પટ રંગાય. ૯
ચાકર અલ્પ પગારનો, હોય ન ચોખી ચાલ;
જરૂર જાણો જગતમાં, મૂલ પ્રમાણે માલ. ૧૦

---

## અદેખાં.

અદેખા તણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળું દેખે પર વિષે, રોગ તણે સંજોગ. ૧૧
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપિ જન, ફૂલ થઈ ફેલાય. ૧૨
પરનું બિગાડતાં પડે, જોખમ આપ જરૂર;
પ્રજાળતાં "શિવપુત્ર"ને,* પ્રજળ્યું લંકાપૂર. ૧૩
જોર વિના સન્મુખ રહી, જો રવિના સન્મૂખ;
રહિ ઉભો રજ નાંખશે, પડે પંડને મૂખ. ૧૪

---

* શિવપુત્ર=હનુમાન.

વેર પરસ્પર નાતમાં, રાખે હલકી જાત;
શ્વાન જાય જો કાશિયે, નડશે વચમાં નાત. ૧૫

## અભાવ.

ગુણ દેખી દ્વેશી બળે, તે રાજી ન થનાર;
અધિક રૂપાળીનો કરે, ત્યાગિ અધિક તિરસ્કાર. ૧૬
અભાવ આવે એહને, સ્વાદ જરી ન જણાય;
આમિશ જોતાં વિપ્રને, ઉરથી ઉલટી થાય. ૧૭
સારાને નરસું ગણે, જો મન ઉઠી જાય;
ભમરો ભોગિ સુગંધનો, ચંપાને ન ચહાય. ૧૮
તેને ચાલે તે વિના, જો ઉર થાય અભાવ;
સૂર્ય વિના ઘુડને સદા, કશો નહીં અટકાવ. ૧૯
સરસપણું સમજાય નહિ, જો પર પક્ષ જણાય;
સરસ રસોઈ શુદ્રની, દેખી ન દ્વિજ લોભાય. ૨૦

## અભિમાન.

માણસ જાણે મેં કર્યું, એ મિથ્યા અભિમાન;
સ્વતંત્ર નવ હાલી શકે, વડ પીંપળનાં પાન. ૨૧
આ જગમાં અભિમાન તો, કદી ન કરશો કોમ;
શેર તણે માથે કહીં, સવાશેર પણ હોય. ૨૨
ગર્વ ન ગણિયે ગુણ તણો, ગર્વે ગુણ ન ગણાય;
પય સાકરમાં વિખ ભળે, તો તે વિખસમ થાય. ૨૩

## આશ્રય.

કરિયે પર આશ્રય કરી, ઉન્નતનો અટકાવ;
આશ્રય અવનીનો કરી, લંગર રોકે નાવ. ૨૪
આશ્રયથી જન જગતમાં, દિસે શ્રેષ્ટ કે નેષ્ટ;
કોઈ કાચથી લઘુ દિસે, સુક્ષ્મદર્શક શ્રેષ્ટ. ૨૫
ઉચ્યું પદ આશ્રય વિના, કોઈ નથી પામેલ;
કદિયે ઊંચી નવ ચડે, વણ આધારે વેલ. ૨૬
મોટાના આશ્રય વડે, મૂરખ પામે માન;
હાથીને હોદ્દે ચડે, દેશપતીનો શ્વાન. ૨૭
પશુ જેવો જન હોય પણ, મોટા વગે મનાય;
શિવજી કેરો પોઠિયો, શિવ સંગે પૂજાય. ૨૮
અબળ દબાવે સબળને, પક્ષ પ્રતાપે આજ;
માખી ગજ મસ્તક ચડે, તે તો પક્ષ* પ્રતાપ. ૨૯

---

## કંજુસ.

ઉદાર નર ને કૃપણનો, સરખો વરો સદાય;
કસર કરે કંજુસનું, લાખ રીતે લુંટાય. ૩૦
મોટા જાણી મન વિષે, અચળ ન ધરીએ આશ;
સુણ્યો ન કોઈ સુખી થયો, તાડ તળે વસિ વાસ. ૩૧
લે લુંટી ધન કૃપણનું, કાં રાજા કાં ચોર;
ખખરાએ ખાસડે, બોરડિ કેરાં બોર. ૩૨

---

* પાંખ.

તરત ન માને લોભિયો, પામે પિડા પ્રચંડ;
ખાય ડુંગળી ખાસડાં,* દે પછિ પૂરો દંડ. ૩૩
કંજુસ પુણ્ય કરે નહીં, કદી કરે તો અલ્પ;
જનને છાયા તાડની, સુખ આપે તો સ્વલ્પ. ૩૪
**કંજુસ** ફૂલે તે થકી, અલ્પ ન ધરિયે આશ;
આવળ* ફૂલે અતિ ઘણી, નહીં શુભ ફળ ન સુવાસ. ૩૫
લોભી જન લાલચ વડે, સોંપે સર્વ કમાઈ;
જેમ પડે ખગ જાળમાં, ચણુ ચરવા લલચાઈ. ૩૬
લોભી જન ઉપકારિનું, સર્વશ લેવા ચહાય;
જેમ ચણાના છોડને, સમૂળ ખેંચી જાય. ૩૭

## કર્મવાદ ખંડન.

નસિબ નસિબ સૌ કો કહે, પણ નક્કી નહિ આશ;
ચૂલા શા માટે કરે, જો નસીબ વિશ્વાસ. ૩૮
શોધ ક્રિયાથી સાંપડે, નહિ નસિબ આધાર;
શોધ કર્યાથી સાંપડયાં, આગગાડિ ને તાર. ૩૯
જનશ્રમ ને ઇશ્વરકૃપા, સદૈવ જોઇએ સાથ;
ખેતર વાવે શ્રમ કરી, ઉગાડવું હરિ હાથ. ૪૦

---

* એક લોભિયાને રાજાએ કહ્યું કે રૂપિયા સો દંડ આપ, અથવા પૂરા સો ડુંગળીના ગાંઠીયા ખા, અથવા પૂરાં સો ખાસડાં મારવા દે. તેણે ડુંગળી ખાવી કબૂલ કરી, તે તેનાથી બરાબર ખવાઈ નહીં. પછી ખાસડાં પણ બરાબર ખવાયાં નહીં, તેથી આખરે રૂપિયા ૧૦૦ આપવા પડયા.

દીઠી તેજ દિશા સુજે, ઓછી અકલે આમ;
વિદ્યા ભણી વેપારની, હામ ન ધરે હજામ. ૪૧
નિજ ઉદ્યમ સૌ આદરે, ડરે ન દિલમાં કોય;
હાથી માવતને હણે, બીજો તુરતજ હોય. ૪૨
સૌ સૌના ઉદ્યમ વિષે, ફાવે સૌનો દાવ;
થળમાં ચાલે ગાડલી, જળમાં ચાલે નાવ. ૪૩
જે કામે જેને સ્રજ્યો, તેણે કરવું તેજ;
જગ નાટકમાં નાટકી, ઉત્તમ ગણાય એજ. ૪૪
નિજ નિજ કારજમાં કુશળ, વિશેષ તે વખણાય;
નાચે બહુ તે નટ ભલો, ન્યાય કરે તે રાય. ૪૫
દુઃખ દિન હલકા કામની, લાજ ન ધરિયે લેશ;
જીવ્યો સર્પણુ વેચિને, નર હરિશ્ચંદ્ર નરેશ. ૪૬
ભલો ભણેલો ભૂપતી, રૂડો હતો નળરાજ;
તોય અધમ ધંધો અતિ, કર્યો પેટને કાજ. ૪૭
ભણતરથી ભાગે નહીં, ભૂખ તરસના ભોગ;
દિલગિરિ ઉપજે દસ ગણિ, જો ન જડે ઉદ્યોગ. ૪૮
ગણે જૂજવી આબરૂ, આપ આપને ઉર;
ભિક્ષૂક લાજે મજુરિએ, ભિખતાં મરે મજૂર. ૪૯
હોય પ્રમાણિકપણું ઘણું, વળિ ઉદ્યોગી અંગ;
દરિદ્રતાને દૂર કરી, સુખનો પામે સંગ. ૫૦
આશ્રય કરિયે કામનો, એજ રૂડી છે રીત;
વેલા પણ ઝાડે ચડે, નિર્ભય થવા નિચિંત. ૫૧
બેસે ઊંચે આસને, વાયસ પક્ષ પ્રતાપ;
પક્ષ વિના ગજરાજ પણ, ભોંય ઉભો રે આપ. ૫૨

ધંધો ન મળે ધન વિના, ધન વિણ મળે ન ધાન;
ધાન વિના ધીરજ તજે, વિણ મતિ ને વિદ્વાન. ૫૩
સહાયતાથી સર્વદા, કરાય ઝાઝું કામ;
ચશ્માથી દેખે ઘણું, દષ્ટી દલપતરામ. ૫૪
કેમ ભરૂસો ભાગ્યનો, કરી શકાય લગાર;
પડે નહીં કદિ પેટમાં, ઉદ્યમ વિણ આહાર. ૫૫

## કૃતઘ્ની.

કૃતઘ્નીને જે ગુણ કર્યો, વસ્તુનો વણસાડ;
ગદ્ધે ખાધું ખેત્ર તે, નહિ પુણ્ય નહિ પાડ. ૫૬
કૃતઘ્નીને જે આપિયું, ખાય ત્યાં લગી પ્રીત;
ખાતાં સુધી ભસે નહીં, શ્વાન તણી એ રીત. ૫૭
ગુણ જે કર્યો ગમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળિયો બળિયો બની, સદાય આપે શૂળ. ૫૮
વળતે દિન ન વિસારિયે, સુખ દીધું દુઃખ કાળ;
ઉનાળે જળ આપતાં, ફળે રતે તરૂ ફાલ. ૫૯
દે આશ્રય જે દુષ્ટને, ઘડે જ તેનો ઘાટ;
નીરે તાર્યું કાષ્ટ ને, શિરપર પાડી વાટ. ૬૦

## કરકસર.

કષ્ટે આવે કર વિષે, તે ઝટ નહિ વવરાય;
કષ્ટે વિંટી પહેરિયે, તે કષ્ટે જ કઢાય. ૬૧
યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઈ;
લેખણ ભરિ લખવું ભલું, નહિ રેડી રૂશનાઈ. ૬૨

નિજ ઘરનું પરનું વરે, ત્યાં તેવો મન રંગ;
દરજી પખતું વેતરે, મોચી વેતરે તંગ. ૬૩
કરે જગતમાં કરકસર, જુઓ જગતનો ઈશ;
પ્રકાશ ત્રીશ ઘડી કરે, અંધારૂં ઘડી ત્રીશ. ૬૪
ઈશ્વિર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
અહો અનેક વચ્ચે રચ્યો, દિવો દિવાકર એક. ૬૫
જે ખરચે આવક વિના, તે ધન ખૂટી જાય;
ટાંકું ખૂટે પણ જુઓ, કુવા અખૂટ દેખાય. ૬૬
વસ્તુ વિશેષ મૂલની, વાવરિયે ન વિશેષ;
જ્ઞાનતંતુ વિણ ગોઠવે, કર્ત્તા નખ ને કેશ. ૬૭

## કેળવણી.

જેવી કેળવણી મળે, તેમાં તેવો માલ:
જુઓ દળી ને કામળા, એજ ઉનની શાલ. ૬૮
કેળવતાં સુધરે ઘણું, સ્વરૂપ સૌ બદલાય:
ઘીં ઉપજ્યા જે ઘાસથી, જાત ન જાણિ શકાય. ૬૯

## કશું નિરૂપયોગી નથી.

કરિ જાણે ઉપયોગ તો, નિરૂપયોગિ ન જણાય:
વાંકાનાં પેડાં બને, સિધે થાંભલા થાય. ૭૦
નિરૂપયોગિ કશુએ નથી, કીધું જગકર્ત્તાર:
રોગ મટાડે મનુષ્યનો, અફીણ સોમલખાર. ૭૧
જો ઉપયોગ ન આવડે, અપાર ઉપજે શોક;
આંજે અંજન આંખનું, મુખ પર મુરખ લોક. ૭૨

માલ મુદલ જેમાં નહીં, તેને કોણ ચહાય;
કચરો પુંજો કાઢિને, ઉકરડે જ નખાય. ૭૩
જેને છે જે કામનું, ગ્રાહક તેનો થાય;
ખેડુ ખાતર નાખવા, ઉકરડો લઈ જાય. ૭૪
કશિયે વસ્તુ નકામની, કરી નથી કર્ત્તાર;
એક ગણે અપવિત્ર તે, બીજો કરે આહાર. ૭૫
જુગિત જાણે તેહને, નથી નકામું કોઈ;
કરે બેસવા કાઠડા, ઊંટ ઠેકો જોઈ. ૭૬

## કિંમત.

જળનું નિર્જળ દેશમાં, ઉપજે અગણિત મૂલ;
ગંગા તટ જે જન વસે, તેને જળ તૃણ તુલ્ય. ૭૭
અછતે પડે અગત્ય તો, તે વસ્તુ મહા મૂલ્ય;
નિર્જળ થળ પ્રાણાંત તક, નીર લાખ ધન તુલ્ય. ૭૮
સૌને ખપ તે સસ્તુ છે, તે પ્રભુકૃપા અતુલ્ય;
પંડિત પાણી ને પવન, છે નિર્ધન નિર્મૂલ્ય. ૭૯
સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડિના, આંક પ્રમાણે મૂલ. ૮૦
વસ્તુ પરાઇ ધાસતાં, દિસે કોણ દિલગીર;
ધોબણનાં ઓળોલિયાં, જે રાણીનાં ચીર. ૮૧
સોંઘું મોંઘું શીદ ગણે, પરધન જ્યાં વપરાય;
તેલ ગોળ ધર પાકે, જોડા ઘોડા ખાય. ૮૨
અમૂલ્ય પણ નિર્મૂલ્ય છે, જેની બહુ છત હોય;
નદી કિનારે નીરનું, મૂલ ન આપે કોય. ૮૩

માલ જેહમાં જેટલો, અંતે સર્વ જણાય;
હીરાને જન જંગલી, કંકર કહે શું થાય. ૮૪
કિંમત ઘટે નહિ વસ્તુની, ભાસે પરીક્ષ ભૂલ;
જેને જેવું પારખું, કરે મણિનું મૂલ. ૮૫
તેવો માલ મળે તને, જેવું ધન ખર્ચીશ;
હજારનું મોતી મળે, પૈસાના પચવીશ. ૮૬
જેને જેનું કામ નહિ, તે નહિ ખરચે દામ;
જો હાથી સસ્તો મળે, ગરીબને શું કામ. ૮૭
જેનો જ્યાં ગ્રાહક મળે, તો ત્યાં ઉપજે મૂલ;
હીરો પણ ગ્રાહક વિના, રખડે કંકર તુલ્ય. ૮૮

## ક્રોધ.

દીસે ન સૂઝે રીસમાં, નહિ સૂઝે દિનનીશ;
ડર વિસરે જગદીશનો, ચડે રૂદયમાં રીસ. ૮૯
ક્રોધી નૃપને દૂરથી, કરિયે સદા પ્રણામ;
જે અડકે જઈ અગ્નિને, દાઝે દલપતરામ. ૯૦
ક્રૂર સ્વભાવિકનું કદી, મોત કમોતે થાય;
વાઘ અજાડીમાં પડયો, કોણ કાઢવા જાય. ૯૧
ક્રોધી પાસે કીજિયે, વિચારીને વિશ્રામ;
બાવળિયા તળે બેશિયે, ડરતા દલપતરામ. ૯૧
ખળ સંગે સજ્જન તણું, ફરે સ્વભાવિક અંગ;
પાણી પણ ઉનું બને, પડતાં તાપ પ્રસંગ. ૯૩
જથાર્થ ધાટ જણાય તો, રૂદે ન ધરશો રોષ;
વાંકપણું નિજ વદનમાં, દર્પણનો શો દોષ. ૯૪

જો આવે મન આંબળો, સાલસ જુલમિ જણાય;
રૂ જેવું પોચું નથી, વળથી ફાંશી થાય. ૯૫

પ્રતાપ પામી જે તપ્યો, વિનયે શાંતિ ધરે ન;
ચઢતે દિન પથ્થર તપ્યા, નમતે તરત ઠરે ન. ૯૬

મગજ જેહનું પવન વશ, તેનો શો વિશ્વાસ;
પવન કદી વૃષ્ટી કરે, કદિ વૃષ્ટીનો નાશ. ૯૭

ગંભિર મન આકાશમાં, પવન કહે જો કોય;
જેમ જુઓ ઊંચે સ્થળે, પવન પાતળો હોય. ૯૮

ચડે જે સમે જોસમાં, તે શું કરિયે તાણ;
શિખ દેતાં શેઠાણિને, મેનાના ગત પ્રાણ. ૯૯

યોગ્ય રિતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય;
કરિયે ક્રોધ અસત્યપર, તો તે ગુણ કહેવાય. ૧૦૦

છેક તિવ્રતા જે તજે, નરમાં તે ન ગણાય;
શશિ શીતળ શામા તણા, વદન તુલ્ય વખણાય. ૧૦૧

નરમ ગરમ મળિને નિભે, નિભે ન સરખાં બેય;
રહે રાખમાં દેવતા, દારૂમાં ન રહેય. ૧૦૨

ક્રોધ ચઢેલા ક્રોધિને, દીજે નહિ ઉપદેશ:
તેલ તપે જળ છાંટતાં, સળગી ઉઠે અશેષ. ૧૦૩

સદૈવ શીતળ રાખિયે, ક્રોધી જનને કેમ:
ફાસફરસને સાચવી, જળમાં રાખે જેમ. ૧૦૪

ભણેલ ક્રોધી હોય તો, ક્યાંઈ નહીં પોસાય;
ક્રોધી મણિધરને કહો, ઘરમાં કેમ રખાય. ૧૦૫

જ્યારે જન ક્રોધે તપે, ત્યારે કીમત થાય;
પીતળ કનક તપાવતાં, જૂદી જાત જણાય. ૧૦૬

જન જ્યારે ક્રોધે તપે, ગુણ ત્યારે પરખાય;
જેમ લીંબુના અક્ષરો, તપાવતાં વંચાય. ૧૦૭

## ગરજ.

આપ આપની ગરજથી, ગરજૂ જગત જણાય;
વગર દરદ ઘેર વૈદને, જરૂર કોઈ ન જાય. ૧૦૮

તમા ન તજિયે તેહની, જેની ગરજ સદાય;
જળ સાથે રીસાઇને, કહો મત્સ ક્યાં જાય. ૧૦૯

જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;
બાળે છે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૧૧૦

કદિ હલકાની ગરજ પણ, ભારેને પડનાર;
કાષ્ટ નાવને આશરે, પથરા ઉતરે પાર. ૧૧૧

તેનો દોષ ગણાય નહિ, જે ઉપયોગિ અગાધ.
એઠી ખેળ ગણાય પણ, કાગળનો નહિ બાધ. ૧૧૨

એક બીજાનિ સહાયથી, સુખ દીસે ચોપાસ;
પોતાથી નવ બનિ શકે, વાસણ વસ્ત્ર નિવાસ. ૧૧૩

શિરપર શત્રુ ત્યાં સુધી, ગરજ બિજાની હોય;
ટાઢ ગયે શગડી તણો, પાડ ન પૂછે કોય. ૧૧૪

ગરજ વગરનું કોઈને, કોઈ ન ચિત્ત ચહાય;
ગરજે મોટા મહિપતી, પર ઘર ધક્કા ખાય. ૧૧૫

## ઘરસૂત્ર.

આંટી કાઢે અકલથી, ઘુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘરસૂત્ર ચલાય. ૧૧૬

ઘર સૂતરને ફાળકે, ઘણી ઘુંચવણ વીર;
તાણી તોડે આકળો, ધિમે ઉકેલે ધીર. ૧૧૭

તંત અત્યંત ન તાણિયે, તાણે તૂટી જાય;
જો તૂટયાં મન સાંધિયે, વચે ગાંઠ પડિ જાય. ૧૧૮

પરણીને ઘર માંડતાં, સદા સજ્જનતા તાક;
પરણ્યાં પહેલું પોંખતાં, સાસુ તાણે નાક. ૧૧૯
સાંખે કે ચાખે નહિં, તે બન્ને પસ્તાય;
એવું છે સંસાર સુખ, લક્કડ લાડુ *પ્રાય. ૧૨૦

## ચડતી પડતી.

જ્યારે રૂઠે દૈવ તો, બંદોબસ્ત ન કામ;
સમુદ્ર સરખી ખાઈ પણ, લંકા લીધી રામ. ૧૨૧
શીખામણ લાગે નહીં, જ્યારે વિનાશ કાળ;
સમજાવ્યો સમજ્યો નહીં, લંકાનો ભૂપાળ. ૧૨૨
દેખે પડતા દિવસમાં, સ્વજન પરસ્પર કાળ;
જેમ કાચના ગુણ થકી, દિસે રૂપ §વિકરાળ. ૧૨૩
દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ. ૧૨૪
સવળે દિન સવળું પડે, અવળે અવળું થાય;
અણ ઇચ્છયું આવી મળે, ઇચ્છિત અળગું થાય. ૧૨૫
માન અને અપમાન લે, ચડતે પડતે કાળ;
બંદીખાનામાં પડે, ગયે શિયાળે શાલ. ૧૨૬
સુખ દુઃખ સરવે સાંખિયે, સુણિ જૂના ઇતિહાસ;
રાજ્ય મળે કોઇક દિવસ, કોઈ દિવસ વનવાસ. ૧૨૭
દિવસ ફરે તો દિલ વિષે, અવળા સુઝે ઉપાય;
કાપિ વાદિનો કંડિયો, મુશક સર્પ મુખ જાય. ૧૨૮

---

* ઘણું કરીને. § એક કાચ એવી જાતનો થાય છે કે તેમાં જોવાથી માણુસ પોતાનું રૂપ મહા વિકરાળ દેખે.

દિન પલટે પલટાય છે, પૃથવીનો પણ રંગ;
સિદ્ધરાજ્યનું ક્યાં ગયું, સરવર સહસ્ત્રલિંગ. ૧૨૯
શા માટે ગભરાઇએ, છે મિથ્યા ગભરાટ;
ઘણાં મુઆં મરશે ઘણાં, કેના કરિશ ઉચાટ. ૧૩૦
કોણ કળી શકે દૈવગતિ, બનશે કેમ બનાવ;
કોણ કહેતું જે જશે, મહિપતિ મલ્હારરાવ. ૧૩૧

## જશ

સુજશ રહે સદ્દગુણ થકી, કે ખરચ્યાથી દામ;
શ્રવણે સેવ્યાં માવિતર, નિશ્ચળ રાખ્યું નામ. ૧૩૨
રૂપ રંગ કાયા ટળે, સુજશ સદા રહિ જાય;
ઘડતર ને જડતર ટળે, સોનું રહે સદાય. ૧૩૩
સૌ ઇચ્છે છે સુજશને, અપજશ ઇચ્છા નોય;
ચઢાય કંકુ ચાંદલો, કાજળનો નહીં કોય. ૧૩૪
ધન્ય જન્મ જે જીવતાં, કીર્ત્તિ સુણે નિજ કાન;
સાંભળવા નથિ આવવું, મુઆ પછીનું માન. ૧૩૫

## જુલમ.

જોરાવરના જુલમનો, કોણ કરે ફરિયાદ;
વાઘે માર્યું માનવી, એનો શો ઇનસાફ. ૧૩૬
રાય કરે અન્યાય તો, તે કેને કહેવાય;
સૂર્ય તપે નિધિ હદ તજે, એનો નહીં ઉપાય. ૧૩૭
ન્યાય નિયમ સૌ ગરિબને, સમર્થને સૌ માફ;
વૃષ્ટી વિશ્વ પ્રલય કરે, એનો શો ઇનસાફ. ૧૩૮

જેમ તેમ મન વાળવું, જ્યાં નવ ચાલે શસ્ત્ર;
મેં લુંટારાને દમ્યા, ફેંકી રસ્તે વસ્ત્ર. ૧૩૯
જોરાવરના જુલમમાં, ઉર ગણિયે ઉપકાર;
સૂર્ય તપે તો સમજિયે, પડશે મેઘ અપાર. ૧૪૦
સાલસપર શૂરા સઉ, જુલમી આગળ ટુંક;
અજા ઉપર શૂરો વરૂ, સિંહ સમીપે રાંક. ૧૪૧
નિર્બળપર શૂરા સઉ, સબળ ઉપર નહિ ટંક;
મની મુશકપર શૂરિ પણ, શ્વાન સમીપે રાંક. ૧૪૨
જુલમી જુલમ કરે ઘણો, સુજે ન કાંઈ ઉપાય;
કરિયે *કાગારોળ તો, ક્વચિત ફાયદો થાય. ૧૪૩
જો અટકાવે જુલમ તો, જુલમી દેશે ત્રાસ;
કપાસ ટાળે ટાઢને, બાળે ટાઢ કપાસ. ૧૪૪

## જૂઠ.

જૂઠાબોલાનું જુઓ, બધું જૂઠમાં જાય;
વિંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૧૪૫
જૂઠી સાચિ ગપ જગતમાં, વિચરી તે વંચાય;
સૂર્યગ્રહણ શશિથી બને, પણ ગ્રહ રાહુ ગવાય. ૧૪૬
સર્વ કહે તેવું કહો, તેમાં નહિ જૂઠાઈ;
તળાઇ નહિ ઘી તેલમાં, તેને કહે તળાઈ. ૧૪૭
સાચી સદા ન માનિયે, સુણિયે તે સૌ વાત;
છે જોડેલી કહાણિઓ, વિશ્વ વિષે વિખ્યાત. ૧૪૮

---

* કાગારોળ—એક કાગડો પકડાઈ જાય તો ઘણા કાગડા મળીને શોરબકોર કરે છે, તેમ કરવું તેનું નામ કાગારોળ.

## જેનું કામ જે કરે.

બાણુ ઘડે ઘડનાર પણુ, બાણાવળિનું બાણ;
લહિયો તો જાણે લખી, પંડિત પર પુરાણ. ૧૪૯
જેનું કારજ જે કરે, કદી બિજે ન કરાય;
દીપક પ્રગટે કોડ દશ, રવિ વિણ રાત ન જાય. ૧૫૦
જે ભેદુ જે સ્થળ તણો, ત્યાં તે જલદી જાય;
મત્સ મહાસાગર ભમે, ગજ તો ગોથાં ખાય. ૧૫૧
જે કામે જેને સૃજ્યો, તેણે તે જ કરાય;
કરવત થકી કપાય ને, સારડીએ વિંધાય. ૧૫૨
જેનો જે અભ્યાસ છે, તેણે તે જ કરાય;
નટની પેરે દોરપર, ચતુર નરે ન ચઢાય. ૧૫૩
જેને જે કૃત આવડે, તેનાથી તે થાય;
સુઘરી જે માળો રચે, મનુષ્યથી ન રચાય. ૧૫૪
જે છે કામ ગરીબનું, શ્રીમંતે ન કરાય;
સોનાની નૌકા થકી, નીર ઉપર ન તરાય. ૧૫૫

## જોર વિષે.

તનબળ, ધનબળ, બુદ્ધિબળ, સવ ન એકજ સાથ;
પાંખો છે જે પ્રાણિને, તો તેને નહિ હાથ. ૧૫૬
આપ્યું સૌને ઇશ્વરે, એક એક વિધ જોર;
જોર મુખે છે સર્પને, વૃશ્ચિક પૂછ સજોર. ૧૫૭
વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૧૫૮

જે નિજ બળ જાણે નહિ, વરતે પર આધીન;
હાથી અજ્ઞાને રહે, માવત આગળ દીન. ૧૫૯
પોતામાં પોતાપણું, હોય તો જ સૌ સ્હેલ;
હોય તો જ દીવો બળે, દીવામાં દીવેલ. ૧૬૦

* * * ૧૬૧

મળે ખરો ઉસ્તાદ ત્યાં, કઠણુ રહી ન શકાય;
હીરો હઠે ન લોહથી, પણ દવમાં બળિ જાય. ૧૬૨
હિકમત કરે હુન્નર પણ, ગજા પ્રમાણે થાય;
નખ છેદાય નરેણિયે, કુંદ કદી ન કપાય. ૧૬૩
જ્યાં જેનો જથ્થો વસે, તે સ્થળ તે બળવાન;
નગરમાં બળ શાહનું, રાનીનું બળ રાન. ૧૬૪

---

## દુર્ગુણ.

ઉગતો અવગુણ ટાળિયે, તે જ ટાળવા જોગ:
વળે નહિ વ્યાપી ગયો, રગ રગમાં જે રોગ. ૧૬૫
જાય નદી જળ પૂર પણ, જળાકાર રહિ જાય;
જાય જુવાની જન તણી, દુર્લક્ષણ દેખાય. ૧૬૬
નિજ દુર્ગુણ દેખાય નહિ, પર દુર્ગુણ દેખાય:
નિજ વાંસો દેખાય નહિ, પર વાંસો પેખાય. ૧૬૭
દિસિવાનના દુર્ગુણો, સહેજ ન જાણ્યા જાય;
શુક્ર સંક્રમણ સૂર્યમાં, દુર્બિનથી દેખાય. ૧૬૮
અલ્પ ચિહ્ન ઉપર થકી, સમજી લેયે સાર;
લખતાં ઉત્તર જાણિયે, મીંડું વળે નકાર. ૧૬૯

જો દિલ મધ્યે દુષ્ટતા, તો દુર્ગુણ દેખાય;
લસણ પડેલું પેટમાં, શ્વાસ વાસ ગંધાય. ૧૭૦
સદ્ગુણ શી રીતે કહે, અવગુણ જહાં અનેક;
જો ચાળણિમાં જળ ભરે, છાંટો ન રહે છેક. ૧૭૧
કરે અકર્મ જુવાનિમાં, વૃદ્ધપણે પસ્તાય;
જેમ કેફ ઉતર્યા પછી, સમજે તે શરમાય. ૧૭૨

## દુર્જન.

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધાતા પંઢાસ. ૧૭૩
દુર્વચનો શુણિ દુષ્ટનાં, કરિયે ગુસ્સો કેમ;
સ્વર ઘુવડ ખર શ્વાનનો, રચ્યો ઇશ્વરે એમ. ૧૭૪
ઉઘાડવો પંઢાસ તો, ઢાંકો નાક નિદાન;
જો છંછેડો નીચને, કરો બંધ નિજ કાન. ૧૭૫
ખળને મન સમ વિષમ નહિ, ગુણ અવગુણી સમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૧૭૬
માન આપવું યોગ્યને, લાયક જનનું કામ;
ઘુવડ રવીને માન કદિ, દે નહિ દલપતરામ. ૧૭૭
દ્વેષ તજે નહિ દુષ્ટ જન, દેતાં જીવતદાન;
થાય જવાસા ઘન થયે, બળિને ભસ્મ સમાન. ૧૭૮
નિર્દોશીને શું કરે, દુષ્ટ કરીને દ્વેષ;
[1]જલદ નિહાળિ જવાસિયા, પંડે પામે ક્લેશ. ૧૭૯

---

૧. વરસાદ.

દુર્જન દાઝીને મરે, સુજન કીર્તિ સુણિ સ્વચ્છ;
પવન સુગંધી સ્પર્શતાં, મરે તરફડી મચ્છ. ૧૮૦
દિલમાં દાઝે દુર્ગુણી, પરોક્ષ કરતાં બોધ;
ચોર તણી નિંદા કર્યે, કોળી કરે વિરોધ. ૧૮૧
સત્યપણું સાબિત થયે, દૂશી ન તજે દૂષ;
પ્રતિવાદી સાચો ઠરે, વાદી વેર વિશેષ. ૧૮૨
પાપી જન પશુ જાતિની, સરખી રીત સદાય;
ડર દેખી પાછો હઠે, સાલસપર સજ થાય. ૧૮૩
જ્યાં જ્યાં જૈને જન વસે, ત્યાં ભયનો આભાસ;
ખળ જનથી હરિ પુર તજે, વનમાં વનચર ત્રાસ. ૧૮૪
દુઃખ પોકાર્યે દુષ્ટને, દયા ન ઉપજે દીલ;
વાઘ અજા પોકાર શુણિ, ધરે ન ધડિયે ઢીલ. ૧૮૫
દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદિ કરિયે સતકાર;
નિત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કોવાર. ૧૮૬
દુર્જનને ગુણ દીજિયે, કરે આપ અપકાર;
પ્રથમ હણે દેનારને, મર્કટ કર તરવાર. ૧૮૭
દુર્જનને ગુણ કીજિયે, ઉલટો દુશ્મન થાય;
વાઘ પુરેલો પાંજરે, કાપનારને ખાય. ૧૮૮
ચિતમાં ચાહો તેટલી, તમે કરો તદબીર;
કથિર કદી ન કનક બને, કનક ન થાયે કથીર. ૧૮૯
દુષ્ટ ન દુષ્ટપણું તજે, કરિને તિર્થસ્નાન;
ઝેર ઝબોળ્યું દૂધમાં, ઝેર જ રહે નિદાન. ૧૯૦
સજ્જન સમ ગણિ સેવતાં, દુર્જન સુજન ન થાય;
એરંડે રસ ન ચડે, શેલડિ સંગ સિંચાય. ૧૯૧

બાથ ભરી ભેટ્યા થકી, કરિયે નહિ વિશ્વાસ;
શ્રીફળને લૈ બાથમાં, સૂડી કરે વિનાશ. ૧૫૨

ક્રૂરથી રહિયે ચેતતા, જો કદી વશિયે સંગ;
કદીક સૂડી આપણી, આપણું કાપે અંગ. ૧૫૩

સદ્દગુણથી સજ્જન દિસે, ભણ્યા તણો નહિ ભેદ;
ભણ્યો તોય રાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ. ૧૫૪

નિર્લજ નર લાજે નહિ, કરે કોટિ ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર. ૧૫૫

નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો વેશ્યા શરમાય તો, દેખે નહિ કદી દામ. ૧૫૬

નિર્લજ નિર્લજતા કરી, પોરસ* ધરે અપાર;
ભાંડ અધિક ભુંડું ભણી, જાણે હું હુંશિયાર. ૧૫૭

શઠને તો શિક્ષા વિના, કદી ન આવે સાન;
કહિયે પશુને કરગરી, તો ન તજે તોફાન. ૧૫૮

ગુણિ જનમાં અવગુણ રહે, તે અવગુણી પ્રમાણ;
કડવી સાકરને કહે, જન તે રોગી જાણ. ૧૫૯

દુર્જન સજ્જનતા ધરે, તો તેને મન મળિ જાય;
ગંગામાં મળિ ગટરનું, જળ ગંગાજળ થાય. ૨૦૦

સુણતાં કીર્તિ સુજનની, દુર્જન દિલ અકળાય;
સૌ મન રીઝે મેહથી, બળી જવાસા જાય. ૨૦૧

દુર્જન કૃત નિંદા થકી, મટે ન સજ્જન માન;
નિંદે ઘુડ દિનેશને, પણ જશ ગાય જહાન. ૨૦૨

દૈયે આશ્રય દુષ્ટને, પણ તે શોધે લાગ;
પય પાઈ પાળેલ પણ, કરડે કાળો નાગ. ૨૦૩

---

* ઉત્સાહ.

અધર્મી આગળ અધઘડી, બેઠે થાય બગાડ;
પ્રાણીને મીણો ચડે, સ્પર્શે ઝેરી ઝાડ. ૨૦૪
સુખ શી રીતે પામિયે, સજી દુષ્ટનો સંગ;
બાવળ પાસે બેસિયે, વાગે કાંટા અંગ. ૨૦૫
જનમાં શોભા પામવા, કઇકિ કરે છે ધર્મ;
જાત્રાએ જઈ દુર્જન, કરે અનેક કુકર્મ. ૨૦૬
નગણાને ગુણ કીજિયે, જાય નકામો છેક;
ખાર ભૂમિમાં વાવિયે. ઉગે નહી કણ એક. ૨૦૭
તજિયે દેખી દુર્ગુણી, ફરી ન કરિયે સંગ;
સર્પ તજે જે કાંચળી, ફરી ધરે નહિ અંગ. ૨૦૮
દે શીખામણ દુષ્ટને, તેને ઉપજે ત્રાસ;
સુબોધ કરતાં સિંહને, સુઘરી પામી નાશ. ૨૦૯
ન ગણે પર પોતાતણું, દુર્જન દેતાં ત્રાસ;
કાપે સિંચે લીંબડો, પણ આપે કડવાસ. ૨૧૦

---

## દુઃખ.

સુખ દુઃખ સરજ્યાં ઈશ્વરે, દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓસડો, પાય જનેતા જેમ. ૨૧૧
દુઃખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગિને, દે છે વૈદો ડામ. ૨૧૨
મોટી વેઠે આપદા, તેનો જશ ઉચરાય;
નળ પાંડવ ને રામની, વાતો બહુ વંચાય. ૨૧૩
સંકટની શંકા ધરે, તેથિ ન કાંઇ કરાય;
શીખે તરવા શી રીતે, જો જળમાં નહિ જાય. ૨૧૪

સુખ પાછળ દુઃખ દેખિયે, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે, રાત્રિ પછી દિન જોય. ૨૧૫
કષ્ટ સહન કીધા વિના, પદ ઊંચું ન પમાય;
પારો તાપ અધિક સહે, ઊંચો એમ જણાય. ૨૧૬
હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર;
કશી ફીકર નહિ હોત તો, બાંધત શિદ ઘરબાર. ૨૧૭

સુખ દુઃખથી હરખે રૂએ, મુઆ પછી પસ્તાય;
સ્વપ્નામાં ફૂટે હસે, જાગૃત થઈ શરમાય. ૨૧૮
દુઃખદ તજી સ્થળ સુખદ સ્થળ, રહિયે દલપતરામ;
પાણીમાં જઈ પેશિયે, ઘણો બળે જો ઘામ. ૨૧૯

સજ્જન પણ સંકટ સમે, રસ્તો તજી પળાય;
ચોમાસે કીચડ થયે, જગત કુમારગ* જાય. ૨૨૦
અલ્પ દિવસ આનંદના, રહે ઘણા દિન રોળ;
દહાડા પાંચ દિવાળિના, શ્રાદ્ધ પક્ષના સોળ. ૨૨૧

દુઃખ વેરે સમજણ પડે, સમજાવ્યે ન જણાય;
બાળક ડરે દિવા થકી, જ્યારે દિવે દઝાય. ૨૨૨
કોમળ અંતર પરદુઃખો, દેખિ થાય દિલગીર;
અવયવને દુઃખ ઉપજે, આંખે આવે નીર. ૨૨૩

બહુ રૂણિયાને રૂણ નહિ, બહુ દુઃખિને દુઃખ નોય;
ભાર કશો પાશેરનો, હજાર મણ જ્યાં હોય. ૨૨૪
એક તરફનું સુખ મળે, એક તરફનું જાય;
રથ બેશી ચૌટા તણી, ચીજો નહિ જોવાય. ૨૨૫

---

* અવળો રસ્તો.

સુખ ભોગવવામાં વસે, દુઃખ અને ઉપવાસ;
પ્યાદાને પયેવા તણો, તલભાર ન મળે ત્રાસ. ૨૨૬
દુઃખ પામે નિજ ભૂલથી, કાઢે કોનો દોષ;
દાઝે ઉનું ખાઇને, કરે કોણપર રોષ. ૨૨૭
જેને સહન થયું સદા, દુઃખ તેને ન લગાર;
ગંધે ગળિના કુંડની, ચીડે નહીં ચમાર. ૨૨૮
મુખથી દુઃખ બીજું કહે, મનમાં બીજું હોય;
પીડા તો નિજ પેટની, કૂટે માથું કોય. ૨૨૯
વિઘ્ન પડતાં જઈ વસે, પરાક્રમી પરદેશ;
ધર્મ ચલાવ્યો ચીન જઈ, બૌદ્ધે બહુ વિશેષ. ૨૩૦
માત પિતા તે શું કરે, જો સુખ સર્જ્યું નોય;
આપે જન્મ જનિત્રિ પણ, કર્મ ન આપે કોય. ૨૩૧
દુઃખ પડે ગભરાય બહુ, પણ પછિ વિસરી જાય;
વિધવા સુત પરણાવતાં, મંગળ ગીતો ગાય. ૨૩૨
અતિ જેને આવી પડે, તે ન ગણે દુઃખ સૂખ;
અતિ રૂણિયાને રૂણ નહીં, અતિ દુઃખિને નહિ દુઃખ. ૨૩૩
દુઃખમાં ધીરજ ધારિયે, ગભરાયે શું થાય:
ધીરજથી નળરાયને, સૂજ્યો સરસ ઉપાય. ૨૩૪

## દેશાટન કરવા વિષે.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય. ૨૩૫
ઘેર રહે લક્ષ્મીધણી, હોંશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ. ૨૩૬

વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપ તણાં સંતાન. ૨૩૭
સાગર પંથ વેપારથી, મળે બહુ ધન માલ;
લક્ષ્મી માટે નિધિ મથ્યો, એહ અસલનો ચાલ. ૨૩૮
પુરૂષ ફરે પરદેશ તો, તે શ્રમ વ્યર્થ ન જાય;
પથરા પણ પરદેશ જઈ, મુલવાન કહેવાય. ૨૩૯
કદી પ્રવાસ કરે નહિ, હોય આળસૂ રાય;
જંગલમાંનું ઝાડવું, ઉગે ત્યાં જ સૂકાય. ૨૪૦
પ્રવાસથી તનમન ખિલે, પૂરણ પેટ ભરાય;
પ્રભાત ઉઠી પક્ષિ પણ, ચારો ચરવા જાય. ૨૪૧

## દેખાદેખી.

દેખાદેખી જે કરે, વણ સમજ્યો તે વ્યર્થ;
વગર ભણ્યો લીટા લખે, એમાં ન મળે અર્થ. ૨૪૨
ઈશ્વરદત્તક ગુણ વિના, દેખાદેખિ ન થાય;
સોનું તરે ન જળ પરે, કાષ્ટ થકી જ તરાય. ૨૪૩
જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ. ૨૪૪

## ધર્મસિદ્ધાંત.

આખી પૃથ્વીમાં કદી, થાય ન રાજા એક;
તેમજ એક જ ધર્મ પણ, કદી ન ચાલે છેક. ૨૪૫

ધર્મ નિયમ પાળ્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઓસડ સેવ્યે શું થશે, પળાય નહિ જો પથ્ય. ૨૪૬
ધર્મ ઇશ્વરી એક છે, જનકૃત જૂદા હોય;
આંખે કોઈ ન સાંભળે, કાને ન જૂએ કોય. ૨૪૭
વેશ ફેરવીને નવા, કર્યા પંથના ગ્રંથ;
પણ કાને ખાવા તણો, કોઇએ ન કર્યો પંથ. ૨૪૮
માણસની મુઠી વિષે, વસ્તુ નહિ વરતાય;
તો જગદીશ્વરની કળા, અકળિત કેમ કળાય. ૨૪૯
એક જ નદી તળાવ નહિ, દુકાન પણ નહિ એક;
ધરણી ઉપર ધર્મના, એમજ પંથ અનેક. ૨૫૦
શાસ્ત્ર વિવિધ વાંચ્યા વિના, જ્ઞાન ન પામે કોય;
જે જન બહેરો જન્મથી, તે મુંગો પણ હોય. ૨૫૧
ચાલે બળદ ઇશારતે, હાંકનારની જેમ;
સૃષ્ટિના નિયમો થકી, સ્વધર્મ સમજો તેમ. ૨૫૨
આપે ભુંડું આપનું, કોઈ ન ચાહે ચિત્ત;
સૌ ઇચ્છે સ્વર્ગે જવા, નહિ કો નરક નિમિત્ત. ૨૫૩
મુઆ પછી ફટ ફટ કરે, સૌ જેને સંસાર:
પુરો પુરાવો એજ છે, ગયો નરક મોઝાર. ૨૫૪
મનાય છે વિશ્વાસથી, સ્વર્ગ અને વળી નરક;
એમાં સંશય ઉપજે, કહિયે તે જ કુતર્ક. ૨૫૫
જેનું હારદ નવ જડે, તેની શી પંચાત;
કાળ અને આકાશના, છેડાની શી વાત. ૨૫૬
જે ટોળીને જે ગમ્યું, તે તેનો આચાર;
ધર્મ ગણી દેવી કને, કરે મનુષ સંહાર. ૨૫૭

રૂચી પ્રમાણે મનુષની, ઉપજ્યા ધર્મ અનેક;
એક અહિંસાને ભજે, અશ્વમેધને એક. ૨૫૮
ઇશ્વરને ગમતું ગણે, જે ગમતું નિજ ચિત્ત;
એક મૂર્ત્તિ સ્થાપન કરે, બિજો કરે ખંડીત. ૨૫૯
થાય ખરાબી ધર્મની, જો ગુરૂ માંહી બગાડ;
રહે કુશળ શી રીતથી, મૂળ સડ્યું તે ઝાડ. ૨૬૦
કરિયે નહિ ઇશ્વર વિષે, તર્ક વિતર્ક અનંત;
મૃતિકાની કોઠી ધુએ, કાદવ નિકળે અંત. ૨૬૧
ડરે પાપથી પ્રભુ ભજે, તે સૌ ધર્મી ધાર;
જેમ સાચવ સાચવે, તે સહુ સાહુકાર. ૨૬૨
ભાવ ભેદથી ધમના, ભાસે ભેદ અનેક;
સર સરિતા વાવો કુવા, નીર એકનું એક. ૨૬૩
અધર્મ પર પીડા વિષે, સુધર્મ પર ઉપકાર;
પયમાં માખણ જેમ તે, સર્વ ધર્મનો સાર. ૨૬૪
ધર્મ વૃથા ભક્તિ વિના, ભક્તિ ધર્મ સહીત;
ભીંત વિના પાયો વૃથા, પાયા વિણ શી ભીંત. ૨૬૫

---

## ધીમે ધીમે કરવા વિષે.

ઝટ ફેરવી શકાય નહીં, સદા ચાલતો રાહ;
ઢાળે ફેરવતાં ફરે, પાણી તણો પ્રવાહ. ૨૬૬
કેક કામ વખતે બને, ઉતાવળે નવ થાય;
રત વિણ ફળ લાગે નહિં, કરતાં કોટિ ઉપાય. ૨૬૭
જે કારજ રસ્તે પડે, પછી એમાં શ્રમ અલ્પ;
જો પૈડાં ફેરે ચડે, ઘોડાને શ્રમ સ્વલ્પ. ૨૬૮

ઝડપ થાય ઘડિ અધ ઘડી, કામ તેમ ન ગણાય;
ઘડિ અધઘડિ દોડાય પણ, દિનભર નહિ દોડાય. ૨૬૯
કામ અજાણ્યું કારમું, કરવા ન ધરો ચંત;
આવ્યો કોઠે સાતમે, અભિમન્યુનો અંત. ૨૭૦
પ્રથમ જ છેલ્લે પગથિયે, પગ કદિ નહિ પરઠાય;
એક એક ઉલંઘતા, ચડિયે તેમ ચડાય. ૨૭૧
સાહસ કારજ જે કરે, તેની નિંદા થાય;
પણ જો આવે ફાવતું, તો વિશેષ વખણાય. ૨૭૨
સિદ્ધિ ન પામે સમય વિણ, કૈંક કામ કરનાર;
*રસાળ ન ફળે રત વિના, રોતાં રાજકુમાર. ૨૭૩
કૈંક કામ કરનારનો, પછિ જશ વધે અપાર;
દેખે નહિ ફળ દ્રષ્ટિયે, રાયણ રોપણહાર. ૨૭૪
અપક્વ ફળનાં બીજને, વાવે ફળ નહિ થાય;
બીજ બિચારૂં બગડશે, મિથ્યા મહેનત જાય. ૨૭૫
ઉત્તમ રચના એકદમ, સૃષ્ટિ વિરૂદ્ધની વાત;
જળચર પછિ તરૂ પક્ષી પશુ, પછી રચી જન જાત. ૨૭૬
સુઘડ ઘડે નહિ એકદમ, જુઓ જગતનો તાત;
હબસણ ને વિક્ટોરિયા, જુઓ બેય જન જાત. ૨૭૭
અણઘડ થઈ પછિ સુધરે, પછિ બગડતું જાય;
જનમે બાળ જુવાન થઈ, પછી શિથિલતા થાય. ૨૭૮
ઘણુ રસ્તે જન વિચરતાં, પાછો પડે સદાય;
દડો જેટલા જોરથી, અથડાયો હઠિ જાય. ૨૭૯

---

* આંબો.

કેક કામ અભ્યાસનાં, પણ નહિ બુદ્ધિપ્રકાશ;
નટડી નાચે દોરપર, અકલ નહિ અભ્યાસ. ૨૮૦
જુગતે કરાવી જાણિયે, જડપણ કરશે કામ;
વરાળયંત્રો વિશ્વમાં, દેખો દલપતરામ. ૨૮૧
કળથી કારજ નીપજે, બળથી તે ન કરાય;
આગગાડિ દિન એકમાં, જુઓ દૂર બહુ જાય. ૨૮૨
અપજશ* પણ શુભ કામનો, અપજશ નહીં કિનાસ;
અક્ષરમાં સૌ શુભ ગણે, કાજળની કાળાશ. ૨૮૩
પ્રતિપક્ષીને પણ ગમે, ભલો શિરસ્તો ભાળિ;
પરધર્મી પ્રીતે કરે, હિંદુતણી દિવાળિ. ૨૮૪
નિજકૃત સૌ નરનારને, વહાલું હોય વિશેષ;
ચાંદનિ આડો ચંદરવો, બાંધે જાણી બેશ. ૨૮૫
નિરખે ફરિ ફરિ નિજ કૃતિ, આપે ગણી અનૂપ;
સુત નિજ જાણ્યો સિદિયે+, રાજકુંવર અનુરૂપ. ૨૮૬
તેને કામ ન સોંપિયે, જે દિલગીર જણાય;
આંખે પાટો બાંધિયે, જો તે દુઃખણી થાય. ૨૮૭

---

* સારૂં કામ કરવામાં અપજશ મળે તોપણ પરિણામે વખણાય.

+ સિદી–સીદી. એક રાજાના કુંવરને વરઘોડે ચડાવવો હતો ત્યારે રાજાએ સીદીને કહ્યું કે આખા શહેરમાં ફરીને સૌથી રૂપાળું છોકરૂં શોધી લાવ એટલે તેના હાથમાં ચમ્મર આપીને કુંવરની જોડે બેસારીએ. પછી સીદીએ ત્રણ દિવસ શહેરમાં ફરી આવીને કહ્યું કે મારા છોકરા જેવો કોઈ રૂપાળો છોકરો મારા જોવામાં આવતો નથી.

વગર વિચાર્યું કામ કરિ, ધન મેળવવા ધાય;
તે ગમારની ગાંઠનું, ગોપીચંદન જાય. ૨૮૮

તરત કશું નવ આવડે, અભ્યાસે સઉ થાય;
લખતાં લહિયો નીપજે, પ્રથમ ન શુદ્ધ લખાય. ૨૮૯

ધીમે ધીમે જે બને, તરત બને નહિ તેમ;
કુવા કિનારે દોરના, પડે ઘસારા જેમ. ૨૯૦

---

## નમ્રતા.

જો રાખે નરમાશ તો, કરે શત્રુમાં વાસ;
બત્રિસ દાંત વચે વસે, જીભ રાખિ નરમાશ. ૨૯૧

ઉદ્ધત દુઃખ પામે અતિ, નમ્ર બચે એ ન્યાય;
નમ્ર ઝાડ નદીમાં બચે, અનમ્ર ઉખડી જાય. ૨૯૨

એક અદેખા જન વિના, વિનય થકી વશ થાય;
જળ સૌને શીતળ કરે, તાત તેલ સિવાય. ૨૯૩

યોગ્ય નમ્રતા કીજયે, અધિક કર્યે ઉપહાસ;
વાટે ફરતાં દંડવત, લોક હસે ચોપાસ. ૨૯૪

અતિ નમ્રને દબાવવો, ઉન્મત્તનો એ ચાલ;
નિધિને નૌકા અતિ નમે, તો ચાંપે પાતાળ. ૨૯૫

નમ્રપણું અતિ નિરખિને, ઝેરી ન તજે ઝેર;
અજા ધરે અતિ નમ્રતા, વાઘ તજે નહિ વેર. ૨૯૬

ઉત્તમ જન પર કારણે, નમે જ ઠામે ઠામ;
ઉત્તમાંગ* જ્યાં ત્યાં નમે, ઉદર ભરણને કામ. ૨૯૭

પરોપકારી હોય પણ, ધરે નમ્રતા ધીર;
પોષે સૌના પ્રાણ પણ, નમતું ચાલે નીર. ૨૯૮

---

* માથું.

ઉદ્ધતતા હલકો ધરે, નમ્ર હોય નર દેવ;
તુલા વિષે તોળી જુઓ, નમે એજ ભરિવ. ૨૯૯

## નિંદા.

નરસા જનમાં જે રહે, સદ્ગુણ પણ નિંદાય;
ગાન કળા ગણિકા શિખી, તે શુભ સ્ત્રિયો ન ગાય. ૩૦૦
અવગુણ ગુણ કવિજન લખે, જગમાં તે રહિ જાય;
રાવણની નિંદા રહી, રામ રાજ્ય વખણાય. ૩૦૧
નિંદા તેની નવ ગમે, જેમાં જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિષાદ. ૩૦૨
રાજ કાજ કરનારનાં, વખાણ નિંદા થાય;
જાનૈયા ગોરવ જમે, તે ગાળો પણ ખાય. ૩૦૩

## નિર્બળ.

નહાના પણ ઝાઝા તણા, આશ્રયથી સુખ સહેલ;
નહાનાં બહુ નેવાં મળી, ઢાંકે મોટા મહેલ. ૩૦૪
ઘણા ગરિબની મદદથી, જબર શત્રુ જીતાય;
રામે રાવણને હણ્યો, લઈ વાંદરાં સહાય. ૩૦૫
ટુંકારા નિર્ધન સહે, સહે નહીં ધનવાન;
થયા રાય રણછોડજી, ગાય ચારતો કાન. ૩૦૬
બળિયાથી સહુકો બિહે, નિર્બળને જ ન કોય;
વાઘ તણો મારો નહિ, ભોગ ભવાની માય. ૩૦૭
નિર્બળ જન નિંદા કરી, કાઢે મનનો રોષ;
પામે રાંડીરાંડ મન, શ્રાપ દઈ સંતોષ. ૩૦૮

જે જન જેનો થઈ રહે, તેની લાજ ગણાય;
ડાઘ પડે જો લુગડે, પહેરનાર શરમાય. ૩૦૯
કોણ વડાની વાતમાં, સુણે ગરીબના સાદ;
ભુંગળ ભેર અવાજમાં, ક્યાં તુતીનો નાદ. ૩૧૦
કહો શ્રેષ્ઠ શા કામનો, જ્યાં ન સરે અર્થ;
નાનો પણ નિશિપતિ ભલો, શનિ શ્રેષ્ઠ પણ વ્યર્થ. ૩૧૧
નબળાથી જ બની શકે, એવા કૈંક ઉપાય;
ખડગે શિર છેદાય પણ, કાંટો નહિ કઢાય. ૩૧૨
સો નિરબળ શા કામના, એક ન જીત્યો જાય;
સર્પ સાથે સો પગ છતાં, ખજુરે નહીં ચલાય. ૩૧૩
જાણ્યું અજાણ્યું કરે, નિર્બળ જન અપમાન;
સપડાયો સસલો કરે, આંખો આડા કાન. ૩૧૪

---

## પ્રીતિ.

પ્રેમ પિતાનો સુપુત પ્રર, એ તો આડો આંક;
સાગરમાં ભરતી ચડે, દેખી સુપુત સશાંક. ૩૧૫
થોડી જગ્યાને વિષે, સ્નેહી કરે સમાસ;
પોઢે વડને પાંદડે, લક્ષ્મિ વિષ્ણુ પાસ. ૩૧૬
સજ્જન બાળ સનેહિને, ભૂલે નહિ કો કાળ;
વિપ્ર સુદામા મિત્રને, કૃષ્ણે કર્યો નિહાલ. ૩૧૭
દુઃખ દે તોપણ સુખ ગણે, જેને જેથી સ્નેહ;
દીપક પતંગપર પડે, ભલે દઝાડે દેહ. ૩૧૮

---

## પ્રાર્થના.

માગો કે માગો નહીં, પ્રભુ વખતે દેનાર;
ચોમાસાની રત થયે, વરસે વરશાધાર. ૩૧૯
અજ્ઞાને ઈશ્વર ભજે, તોપણ ફળ અણુતોલ;
અંધારે આરોગતાં, ગળ્યો જ લાગે ગોળ. ૩૨૦
ફાવે તે સ્થાને જઈ, ભજવા શ્રી ભગવાન;
નદિયે કે વાવે કુવે, જઈ કરવું જળપાન. ૩૨૧

## પૈસા.

કોટીધ્વજ તો શહેરમાં, નહીં ગામડે કોય;
મગર મહાસાગર વિષે, તળાવમાં નવ હોય. ૩૨૨
ત્રાસ ઘણો ધનવંતને, નિર્ધનને નહિ ત્રાસ;
સાગરનું મંથન થયું, રત્ન હતાં જો પાસ. ૩૨૩
કરિયે જઈ નિવાસ જ્યાં, પૈસાની પેદાશ;
જંગલમાં મંગળ કરે, પૈસા જેની પાસ. ૩૨૪
પૈસે શું નહીં પામિયે, જુઓ જગત મોઝાર;
લોચન વિણુ ગટુલાલજી, પણ પરણ્યા બે વાર. ૩૨૫
સર્વ નડે શ્રીમંતને, નિર્ધનને નહિ કોય;
આંબાને પથરા હણે, જો ફળ તેમાં હોય. ૩૨૬
ગણે ન કોઈ ગરીબને, ધનપતિને સૌ ધાય;
છીંક ખાય જો ધનપતિ, ખમા ખમા કહેવાય. ૩૨૭
જેની પાસે ધન નહીં, તેને શેનો ત્રાસ;
જોગી બાંધીને મઢી, વનમાં કરે નિવાસ. ૩૨૮

દૈવ તણું દૈવત ધટે, જો ધન રાખે પાસ;
જુઓ જવાહિરથી થયો, સોમનાથનો નાશ. ૩૨૯
સર્વે જન શ્રીમંતની, આગળ અલ્પ જણાય;
હાથીનાં પગલાં વિષે, પગલાં સર્વ સમાય. ૩૩૦
પૈસાનો, વળિ પદવિનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણ કેરી રિદ્ધિ પણ, પળમાં પામી નાશ. ૩૩૧

---

## મનુષ્યપ્રયત્ન ઈશ્વરકૃપા.

જેની જ્યાં સરજી ગતિ, તેણે ત્યાં જ જવાય;
ધરણીમાં હરણી ફરે, જળમાં મચ્છી જાય. ૩૩૨
ઈશ્વિર આપે શક્તિ તો, ચાલે ચારે પાસ;
જઈ શકે જળકૂકડી, જળ થળ ને આકાશ. ૩૩૩
દયા દિસે જગદીશની, વિશ્વ વિષે ભલિ વિધ;
કનકફળે* કાંટા કર્યા, કેરિ ઉપર નહિ કીધ. ૩૩૪
શ્રી જગદીશ સહાયથી, સિદ્ધ મનોરથ થાય;
સૌ પાસા સવળા પડે, જો પ્રભુ તણી કૃપાય. ૩૩૫
કર્ત્તાએ કાયા કરી, તેવું કામ કરાય;
થળમાં ગાડીની પડે, નાવે નહીં ચલાય. ૩૩૬
સર્વોપરિ રાખે સદા, જો રીઝે જગદીશ;
ગમે એટલું જળ ચઢે, કમળ રહે જળશીશ. ૩૩૭
પ્રભુકરૂણાથી વન વિષે, દિસે લીલાલહેર;
હતાં ઝુંપડાં ત્યાં થયું, મોટું મુંબાઈ શહેર. ૩૩૮

---

* ધંતુરો.

કોપ થાય જ્યાં દૈવનો, ત્યાં શું કરે સહાય;
સાગરનું શોષણ થયું, જગપતિ છતાં જમાઈ. ૩૩૯
બુદ્ધિ તથા બળ શું કરે, હરિ કરુણા નવ હોય;
રાવણ રવડ્યો રણ વિષે, હતાં બુદ્ધિબળ તોય. ૩૪૦
કર્ત્તારે આપી કળા, તેને તે જ સહેલ;
મધપૂડો માણસ થકી, બનવો બહુ મુશકેલ. ૩૪૧
જો ઇશ્વરને રાખવો, તો કદિ વંશ ન જાય;
માકડને કાઢે સહુ, પણ નિર્વંશ ન થાય. ૩૪૨

---

## મૂર્ખ.

બુદ્ધિ વગરનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણ છે જુઓ, હાથ પાય મુખ કાન. ૩૪૩
મૂરખ ન ચહે સ્વર્ગ સુખ, ખાન પાન ગુલતાન;
શિશુ શું કરે સુવર્ણને, ભક્ષ કર્યાનું ભાન. ૩૪૪
મોટા સાથે માન લૈ, ગુણહિણ નહિ વખણાય;
હરિ સાથે પૂજાય પણ, મૂર્ખ શંખ ગણાય. ૩૪૫
વસે ઘેર જઈ એનને, ગણાય અવગુણ ગૂઢ;
લક્ષ્મીવરને કર વશી, શંખ મનાયો મૂઢ. ૩૪૬
અણસમજુ ને આખલો, સમજો ગુણે સમાન;
સમજાવ્યા સમજે નહિ, તાડનથી લે સાન. ૩૪૭
મૂર્ખ વિચારે મુજ વિના, કશું ન સુધરે કામ;
જાય બળદથી બાર ગણિ, આગગાડિ પરગામ. ૩૪૮
ગોષ્ટી કરવી નવ ગમે, બુધને મૂરખ સાથ;

કદિ કાગળ બોલે નહિ. ચડી અભણને હાથ. ૩૪૯
ઉપાય છતાં અબુધ જન, દે ઇશ્વરને દોષ;
છતિ છત્રી ઓઢી નહિ, મેહ ઉપર શો રોષ. ૩૫૦
તાબુત શું જોશો તમે, મન રાખો મજબૂત;
સમજાવ્યું સમજે નહિ, તે પડે તાબૂત. ૩૫૧
વાત મૂર્ખના પેટમાં, છાની ન રહે છેક;
રણસીંગામાં ફૂંક સમ, જાણે જનો અનેક. ૩૫૨
મૂરખ જાણે મુજ વિના, નહિ ચાલે વ્યવહાર;
ગયા યુધિષ્ઠિર રામ નળ. પણ ચાલે સંસાર. ૩૫૩
શોક ન કરિયે પ્રથમથી, થશે લાભ કે હાણ;
જગમાં મૂરખ જન કરે. મુઆ પ્રથમ મોકાણ. ૩૫૪
જેનો કશો ઉપાય નહિ, તેનો તે શો શોક;
વાર્યા નહિ હાર્યા રહે. જગમાં મૂરખ લોક. ૩૫૫
અબુધ ન શોધે અર્થને. રિઝે સુણીને રાગ;
રીઝે છે સ્વર સાંભળી, જેમ હરણ ને નાગ. ૩૫૬
કાવ્યકળાથી શું રિઝે, સમજે નહિ જે સાર;
બાળક તો રીઝે સુણી, ઘુઘરાનો ધમકાર. ૩૫૭
શી ગણતી જન મૂર્ખની, પંડિત જનની પાસ;
ક્યાં કુંજર કીડી અને, ક્યાં આબુ કૈલાસ. ૩૫૮
બીજાનું વાંકું કહે, મૂરખ જગમોઝાર;
ઊંટ ન જાણે આપનાં, વાંકાં અંગ અઢાર. ૩૫૯
જન્મ્યો ત્યાં જ પડ્યો રહે, તે મૂરખ સરદાર;
વેલો પણ ઉંચો જવા, ઇચ્છે છે આધાર. ૩૬૦
નવ સમજે ભાવાર્થને, કરે કાંઇનું કાંઇ;
ફાનસ સળગાવો કહ્યું, નાંખ્યું ભડકા માંઇ. ૩૬૧

## મોટા માણસ.

મર્યાદે મોટા રહે, નહાનાનો ન ઠરાવ;
સમુદ્ર હદ તોડે નહિ, તોડે નદી તળાવ. ૩૬૨
છોટા જનને આશરે, નમે ન મોટા કોય;
હાથી નાની હોડિયે, તરત ડુબાવે તોય. ૩૬૩
મોટાના આશ્રય વડે, કરી શકે સઉ કામ;
પથરા પણ પાણી પરે, તર્યા રામને નામ. ૩૬૪
મોટાના આશ્રિત જનો, વગર ઉદ્યમે ખાય;
પવન ખાય વણ પંખવે, જે પર્વતપર જાય. ૩૬૫
મોટા જન જેની તરફ, ચડતી તેની થાય;
સૂર્ય તરફનું ચંદ્રનું, ઉંચું શિંગ જણાય. ૩૬૬
મોટાને સૌ માગ દે, જુઓ જગતનો ચાલ;
જહાજ મોટાં જાય છે, મણ અગણિત લે માલ. ૩૬૭
છોટાને લાંછન ચડે, મોટાને ન લગાર;
પાંચ પતિ પણ દ્રુપદી, સતી શિરોમણિ નાર. ૩૬૮
મોટા ચાહે તે કરે, ન ગણે જગ ઉપહાસ;
વર્ષા જગ પાલન કરે, કદી કરે જગ નાશ. ૩૬૯
મોટા શિર મોટા તણો, દબાવવાનો દસ્ત;
પીધો સિંધુ અગસ્ત પણ, સૂર્ય તેજમાં અસ્ત. ૩૭૦
ઉમદે ઉમદા જન મળી, પામે શોભા પ્રેમ;
શોભે સોબતમાં વશી, હીરા મોતી હેમ. ૩૭૧
સુખ દુઃખ સર્વ પ્રજાતણું, મોટાને ન જણાય;
કરિયે ઝીણી આંખ તો, દૂરની ચીજ દેખાય. ૩૭૨
મોટાથી છોટા અધિક, ઉપયોગી દેખાય;

અધિક અનાજ કપાસના, છોડથકી સુખ થાય. ૩૭૩
મોટાની સંભાળથી, છોટા કરે નિવાસ;
હળ સાંતી નવ હોય તો, વધે ન અંન કપાસ. ૩૭૪
ગરવા નરને નવ ગમે, ઉપર તણો ઉપચાર;
દિસે દિવાકર દીપતો, સજ્યા વગર શણગાર. ૩૭૫
એક પુરૂપ ઉમદા થકાં, જણાય ઉમદા જાત;
કૌસ્તુભ કેરી કીર્તિથી, પથ્થર થયા પ્રખ્યાત. ૩૭૬
ગરીબ પાસે ઘર ભલું, સમર્થથી ઘર દૂર;
ચંદ્ર સમિપ છે તે ભલો, ભલો દૂર છે સૂર. ૩૭૭
અધમ તોય અધિકાર પર, શોભે પામે માન;
વાળ મૂછથી જે પડયો, રખડે રાનોરાન. ૩૭૮
ઉમદાને સાદાપણું, હૈયે ગમે હમેશ;
કનકકોપ દઈ દાસને, ધરે ભભૂત મહેશ. ૩૭૯
જન્મી મોટે ઘેર તે, મોટે ઘર પોસાય;
સરિતા હીમાચળસુતા, સાગરમાં જ સમાય. ૩૮૦
મોટા રીઝે તો ગણે, વસ્તુ અલ્પ અમૂલ્ય;
ઉમાનાથ ઉત્તમ ગણે, ધંતુરાનાં ફૂલ. ૩૮૧
મોટા તણી લડાઈમાં, છોટા જન છુંદાય;
પાડે પાડા જ્યાં લડે, ઝાડ તણો ક્ષય થાય. ૩૮૨
ઉત્તમ જન હલકા પડે, તોય ઊંચ તે ઊંચ;
છેક ન છોટા જાણવા, ભાગ્યું તોય ભરૂચ. ૩૮૩
ફેરો એક સમર્થનો, અસમર્થના અનેક;
સો ફેરા ધંટી તણા, અને ધંટનો એક. ૩૮૪
સંકટ પર અર્થે સહી, વડું મનુપ હરખાય;

તળાય ને વિંધાય તો, વધું વિશેષ કુલાય. ૩૮૫
કોઈ ન કહે સમર્થને, સજે ગમે તે સ્વાંગ;
શંભુ સભામાં સંચરે, ધરી ઉમા અર્ધાંગ. ૩૮૬
મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય;
સાસુમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય. ૩૮૭
અબળ સબળ સર્વે તણો, મોટા કરે નિભાવ.
તારે બકરી ઊંટને, જેમ સમુદ્રે નાવ. ૩૮૮
મોટા દીસે કૈક તો, પણ નહિ મોટું મૂલ;
પિપળનું વેચાય નહિ, કાષ્ટ પત્ર ફળ ફૂલ. ૩૮૯
મોટાને સૌ ઓળખે, નાનાનું શું કામ;
સૌ જાણે શશિ સૂર્યને, નહિ તારાનું નામ. ૩૯૦

## વહેમ.

માન્યાથી જો માનતા, દેહ દરદ દુર જાય;
તો સઘળા શ્રીમંતને, દેહ દરદ નવ થાય. ૩૯૧
દેખી પણ નહિ માનિયે, વગર વિચારી વાત;
દીસે ફરતો સૂર્ય પણ, ફરે પૃથ્વિ સાક્ષાત. ૩૯૨
એકી બેકી ઉપરે, ભાખે ભવિષ્ય વાણ;
એજ પ્રકારે આશરે, જ્યોતિષનું ફળ જાણ. ૩૯૩
મૂર્ખ જોશિનો પણ કદી, સાચો શબ્દ પડેય;
જીભ સર્પની કેટલી, બકરી બોલી બેય. ૩૯૪
જ્યોતિષથી જો જોશિયો, ભવિષ્ય જાણે કોય;
તો જોશીની પુત્રિને, રંડાપો નવ હોય. ૩૯૫

મૂઠ ચોટના મંત્રથી, માણસ મારી શકાત;
પગાર સઘળા સૈન્યનો, મંત્રશાસ્ત્રિયો ખાત. ૩૯૬
જોગાજોગ વિષે જુઓ, ખોલિ હૃદય અરવિંદ;
વૈધૃતમાં વિકટોરિયા, બની કેસરેહિંદ. ૩૯૭
તપાશિને જોયા વિના, ન કરો નકી ઠરાવ;
ભૂત કહે ભોળા જનો, દેખિ નવો દેખાવ. ૩૯૮
કાળી શકાય ન જે કળા, મૂરખ માને મંત્ર;
તાર કહે સંદેશડો, મંત્ર નહીં પણ તંત્ર. ૩૯૯

## વિદ્યા મહિમા.

ધન વિદ્યા અધિકારની, જોતાં હદ ન જણાય;
અંત નહિ આકાશનો, ગરૂડો ગોથાં ખાય. ૪૦૦
સર્વ કળાનું કોઇથી, ધરાય નહિ અભિમાન;
જુઓ કળા કુંભારની, શું જાણે વિદવાન. ૪૦૧
જે વિદ્યામાં જે કુશળ, તે જાણે તે મર્મ;
પંડિત જન જાણે નહિ, કુંભકારનું કર્મ. ૪૦૨
ભણિને સુધરે બાળપણ, તો જીવતર ઉતકર્ષ;
ચોમાસું સુધર્યા થકી, સુધરે આખું વર્ષ. ૪૦૩
તૂટે દરિદ્ર તેહનું, ભલિ વિધ હોય ભણેલ;
કીકી છે તો કોઈ દિન, મટે આંખનો મેલ. ૪૦૪

## સંગત.

જેવું પુસ્તક કર ધરે, ઉરમાં એવી વાત;
માળા લિધે હરિસ્મૃતિ, તરવારે જન ઘાત. ૪૦૫

જેનો વિનાશ કાળ છે, તે સંગે દુઃખ થાય;
ઘૈંની સાથે જે પડે, ઘંટી માંહિ દળાય. ૪૦૬
સજ્જન પણ ખળ સંગથી, ખળ જેવો દેખાય;
કાચ સંગ જેવો કરે, તેવો રંગ જણાય. ૪૦૭
જે જેવી સંગત કરે, તેવું કૃત કરનાર;
ચોર સંગ ચોરી કરે, વણિક સંગ વેપાર. ૪૦૮
માણુસ તેવું નીપજે, જેને જેવો સંગ;
વસ્ત્ર બોળિયે રંગમાં, દીસે તેવો રંગ. ૪૦૯
સંગ અધર્મીનો કરે, ધર્મી પણ પીડાય;
જેમ ચોરની સંગતે, શાહ કેદમાં જાય. ૪૧૦

## સ્વાર્થ.

સ્વારથથી સંસારમાં, આપે આદર કોઈ;
આસન આપે દરજીને, સોની બેસે ભોંઈ. ૪૧૧
વૈદ વધારે રોગને, જો વિશેષ ધન આશ;
ભીના પાટા બાંધશે, ઘાની વાગ્યે ફાંસ. ૪૧૨
ન ગમ્યું તે અપવિત્ર ગણિ, ગમતું ગણ્યું પવિત્ર;
ચૂડો ન ગણ્યું હાડકું, જગત વિચિત્ર. ૪૧૩
સ્વાર્થિ જન દે સ્વારથે, ખાન પાન સુખ સાજ;
કસાઈ પશુ તાજાં કરે, પણ હણવાને કાજ. ૪૧૪
સ્નેહ સ્વાભાવિક માતનો, નહિ સ્વારથનું ભાન;
પોષે છે પશુ પક્ષિની, સ્વારથ વિણ સંતાન. ૪૧૫
સ્વારથ વિના ન ઓળખે, સ્વારથિયો સંસાર;

નિત્ય દિસે નક્ષત્ર પણ, કોઈક ઓળખનાર. ૪૧૬
આપ આપની મનલમે, બોલે જૂઠ હમેશ;
વેસ્યા વર્ષ કમી કહે, જોગી વર્ષ વિશેષ. ૪૧૭

## સહવાસ.

સ્વજાતિમાં સૌને ગમે, વસવું કરી નિવાસ;
માણસ માણસમાં વસે, પશુ જઈ પશુની પાસ. ૪૧૮
સદૈવ જે સાથે રહે, તેમાં ખટપટ થાય;
દાંત તળે કોઈક દિને, જીભ જરૂર દબાય. ૪૧૯

## સગપણ.

સગપણ ને સોનું ખરૂં, પીતળ દીસે પ્રીત;
ચટકી ચળકે ચાર દિન, રંગ કસુંબી રીત. ૪૨૦
જન બીજા જૂદા પડે, સગા સગા મળિ જાય;
જેમ મળે ઘી ખીચડી, કાચરિ જુદી જણાય. ૪૨૧
લડે વઢે તો પણ સગા, અંતે એકજ વીર;
જૂદાં જેમ પડે નહીં, ડાંગે માર્યાં નીર. ૪૨૨
ભલે હોય ભુંડા ભલા, તોય ભાઇ તે ભાઈ;
દાંત દુખાવે જીભને, તોય દાંત સુખદાઇ. ૪૨૩

## સ્વભાવ.

વસુધા ને વિદ્યા વિષે, વિવિધ રસોનો વાસ;
આંબો ચૂસે મિષ્ટ રસ, લે આંબલી ખટાશ. ૪૨૪
અંતર પટ ઉઘાડતાં, ઝડ પયિ ઉપજે ઝેર;
વણ ચારવણી ચક્ષુનાં, પડળ ઉતારણ પેર. ૪૨૫
છાના છેક રહે નહિ, અંતર તણા વિચાર;
આવે નિકળી એકદમ, અહાર સમ ઉદ્ગાર. ૪૨૬
તિર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
ખાળકુંડિનું હાંડલું, ધોએ ઉપર શું થાય. ૪૨૭
મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત;
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત. ૪૨૮
સંગતથી સુધરે કદી, જાતિ સ્વભાવ ન જાય;
નાગર સન્યાસી થયો, પણ ખટપટ ચિત ચહાય. ૪૨૯
પારસ પરસે લોહને, તો તે કનક થનાર;
પણ તેનો બદલાય નહિ, અસલ તણો આકાર. ૪૩૦
કઠોર કે કોમળ દિસે, સ્વભાવ કુળ સરોજ;
પથ્થર-સુત લોઢું જુઓ, જળ-સુત જુઓ સરોજ.* ૪૩૧
જન મન કોમળ કે કઠણ, દેખિ ન ધરિયે ખાર;
ગુલાબ કોમળ કોઠફળ, કઠણ કર્યું કર્તાર. ૪૩૨
જૂદા સ્વભાવના જનો, દેખિ ન ધરવો ખેદ;
તીખાં કડવાં ને ગળ્યાં, તરૂવરમાં પણ ભેદ. ૪૩૩
જાતી સ્વભાવ સમ સદા, ઉચરે મુખ ઉચ્ચાર;
શ્વાન ભસે હય હણહણે, કરીઙ્ કરે ચિઃકાર. ૪૩૪

---

* કમળ. ઙ હાથી.

જાતી સ્વભાવ જોઇને, રૂદે ધરિયે ન રોષ;
સૃષ્ટાએ ભસવા સ્રજ્યું, શ્વાન તણો શો દોષ. ૪૩૫
સરસ ઉચરવા જાય પણ, સ્વભાવ સમ ઉચરાય;
બન્યો જન્મથી બોબડો, શુદ્ધ કેમ બોલાય. ૪૩૬
જે જેને મન સહિ રહ્યું, તે તેને સુખરૂપ;
મગર મહાસાગર ગમે, +કચ્છપને મન કૂપ. ૪૩૭
જડથી પણ સુધરે જરૂર, સ્વભાવ મળતું કામ;
દળે વણે કાંતે લણે, જંત્રો જુઓ તમામ. ૪૩૮
ચાલે એકજ ચાલ જે, તે ઉપયોગિ ગણાય;
વસ્ત્ર વણાય વરાળથી, વાયુથી ન વણાય. ૪૩૯
અંતે જાય સ્વભાવ પર, કદિ બોધે બદલાય;
જંત્રે જળ ઊંચું ચડે, પણ પાછું પડિ જાય. ૪૪૦
આપ આપને ફાવતી, કહે કાઢવા ખામિ;
પીવું નહિ જળ ગજ કહે, જળચરને શિર નામિ. ૪૪૧
કહે ઊંટ કદિ આપણે, કર્યું ન નબળું કાજ;
નીચે મુખ નવ ચાલવું, એમ કરો સૌ આજ. ૪૪૨
અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહિ જાય;
કાંતો થાકીને રહે, કાં ભીંતે ભટકાય. ૪૪૩
સ્વભાવ જો સુધર્યો નહિ, ભણ્યો નહિ સુધરેલ;
છે ચોરો યુરોપમાં, ભણતર ઘણું ભણેલ. ૪૪૪
કહિ કહિ થાક્યા કવિજનો, લખિ લખિ થાક્યા લેખ;
જાતી સ્વભાવ જન તણા, તે તો ટળ્યા ન રેખ. ૪૪૫
જન્મ સ્વભાવ ટળે નહીં, કરતાં કોટિ ઉપાય;
પથ્થર બળિ ચૂનો થયો, કઠણપણું નવ જાય. ૪૪૬

---

+ કાચબો.

સહજે જાતિ સ્વભાવ સમ, વાણી મુખે વદાય;
શુક સમ મધુરાં વચન મુખ, કાગે કેમ કદાય. ૪૪૭

## સજ્જન.

સજ્જન સૌના સ્નેહિ પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ઘૂડ ગણે વિકરાળ. ૪૪૮
સજ્જનને હરકત કરે, તે જન પામે ક્લેશ;
સ્પર્શ કરે તે પરજળે, અગ્નિને નહિ દ્વેષ. ૪૪૯
મર્યાદા મૂકે નહિ, સજ્જન લડતાં કોય;
જેમ કુળવતી નારિનું, હસવું હોઠે હોય. ૪૫૦
શીખ શિખવતાં મુરખને, શિખે સમજુ તતકાળ;
તાડન કરતાં ટટ્ટુને, તેજણુ તજે કુચાલ. ૪૫૧
નિર્મળ જનને કેમ કરિ, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં, ગુપ્ત ચીજ ન રખાય. ૪૫૨
નિર્મળ જન ઢાંકે નહિ, પરજશનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બહાર પડે પ્રકાશ. ૪૫૩
થોડે ઠેકાણે મને, ઠરવા કેરૂં ઠામ;
બહુ પૃથ્વિ જળ ક્ષારમય, દીસે દલપતરામ. ૪૫૪
ગણે નહિ ગંભીર જન, દુર્જનના અવાજ;
શ્વાન ભસે તો સામટાં, ગણે નહિ ગજરાજ. ૪૫૫
જનો ઘણા જગમાંહિ પણ, ગુણિ જન પામે માન;
ઉત્તમ છોડ ઉછેરશે, ધન ખરચી ધનવાન. ૪૫૬
ચાલે તેમ ચલાવિને, સફળ સાધે કામ;
જળચક્રીની જુગ્તિ સમ, ઠાઠ રચે તે ઠામ. ૪૫૭

ગુણુ આશ્રય દેનારનો, ભુલે ન સજ્જન નેહ;
હિંદુ સાથે પારસી, હજી નિભાવે નેહ. ૪૫૮
સજ્જનની પ્રીતિ નહિ, લૂખી પડે લગાર;
સોનું જૂનું થાય નહિ, વીત્યે વર્ષો હજાર. ૪૫૯

## સંપ.

જથાબંધ સંપી વસે, તેને દુઃખ ન થાય;
કદી દળાય ન કણુસલું, છુટી જુવાર દળાય. ૪૬૦
શ્રેષ્ઠ કાજ પણુ સહજમાં, ઝાઝા મળી કરાય;
લાખ જણુા એકેક દે, લાખ તણો ઢગ થાય. ૪૬૧
વિચરે અતડો એકલો, તેને હરકત થાય;
મરે એકલી સોગટી, જુગઈ નહિ માર્યો જાય. ૪૬૨
અણુ બનાવવાળાં મળે, મરે એકે કે બેય;
પાણી ને પાવક મળ્યા, કહોજી કેમ રહેય. ૪૬૩
બેની લડાઈમાં પડે, જન તે માર્યો જાય;
ઘંટીના બે પડ વિષે, દાણા પડ્યા દળાય. ૪૬૪
સજ્જન આ સંસારમાં, સગાં ભલાં કે સંપ;
પડી ફાટ પાષાણુમાં, લાગ્યું વચમાં *લંપ. ૪૬૫
સંપ કરે કિંમત વધે, ઘટે કરે મન રીસ;
થાય અંક મુખ ફેરવે, ત્રેસઠના છત્રીશ. ૪૬૬
બહુ જન મળિને જે કરે, તે એકે ન કરાય;
સાવરણી ઘર સજ કરે, સળિ એકે શું થાય. ૪૬૭

---

§ જોટા * પથ્થરમાં ફાટ પડે તો ત્યાં લાંપડું ઘાસ ઉગીને પોતાનું વતન કરે છે.

અશક્ત પણ શક્તિ ધરે, કરે સંપ સંબંધ;
જાય આંધળો કાશિયે, ધરિને લૂલાને કંધ. ૪૬૮
એક તણી અક્કલ વડે, સર્વ કાજ નહિ થાય;
ઘર વાસણ ને વસ્ત્ર તે, એકે કેમ કરાય. ૪૬૯

## સત્ય.

સત્યવાદિ સાચું વદે, હિંમત ધરી હમેશ;
કાંટો કનક તુલા તણો, શરમ ન રાખે લેશ. ૪૭૦
સત્ય વિષે બહુ સદ્‌ગુણો, ગણતાં એમ ગણાય;
જેમ રૂપૈઆ એકમાં, આના સોળ સમાય. ૪૭૧
સત્ય ન સંતાડ્યું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળિયેથી તેલ. ૪૭૨
સત્ય સાચવે તેહને, ખળ જન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસ્વાર. ૪૭૩
શરમ તજી સાચું કહે, સત્યવાદી જન તેહ;
દર્પણ દેખાડી દિયે, જેનો જેવો દેહ. ૪૭૪
સત્યવાદિના સત્યનો, ભેદુ જાણે ભંગ;
દરપણ ઉલટું દાખવે, ડાબું જમણું અંગ. ૪૭૫
સત્યવાદિ સાચું વદે, રૂદે ન ધરિયે રોષ;
નાક વિના નકટી દિસે, દર્પણનો શો દોષ. ૪૭૬

## સદ્‌ગુણ.

બધાંય વિદ્યા બીજનું, જીવન સદ્‌ગુણ જાણ;
વણ જીવન જો વાવિયે, હોય સકળ શ્રમ હાણ. ૪૭૭

ઉત્તમ શુભ ગુણુ એકથી, અહો જગતમાં માન;
કોકિલ મધુરા કંઠથી, કરે ખુશી જન કાન. ૪૭૮
હોય એક ગુણુ અધિક તો, એક તુચ્છ ગુણુ હોય;
કાગળ પુષ્પ સુકાય નહિ, સુગંધિ તેમાં નોય. ૪૭૯
એકજ વસ્તુમાં નહિ, સઘળાં સુખનાં મૂળ;
મીઠી છાંયા લીંબડો, પણુ દે નહિ ફળ ફૂલ. ૪૮૦
જો નિજ ગુણુ ઠંડા પડે, તો ઉતરે અધિકાર;
જો પારો થંડો પડે, તો નીચો જનાર. ૪૮૧
દેખીતા ગુણુ જન ગણે, અદર્શ ગુણુ નહિ કોય;
અસ્ત ગણાય અમાંસ શશિ, પ્રકાશ* પાછળ તોય. ૪૮૨
સદગુણુ પણુ નહિ કામનો, જો પહોંચે હદપાર;
આખી રાત ઉજાગરો, કરી ભણે દુઃખકાર. ૪૮૩
નીચ જાતિ પણુ સદગુણી, પામે કીર્ત્તિ પ્રકાશ;
કંઈક સદ્ગુણી શ્વાનના, હયાત છે ઇતિહાસ. ૪૮૪
માને જો સૌ માનવી, તેની કિંમત ગણાય;
સોનામાં શો માલ છે, નહિ ઓઢાય ખવાય. ૪૮૫
સમૃદ્ધિ સાથે સદગુણો, ઠરે કોઈક જ ઠામ;
સોનું તથા સુગંધ ક્યાં, દીસે દલપતરામ. ૪૮૬

---

* અમાસના ચંદ્રના પાછલા ભાગમાં પ્રકાશ હોય છે તો પણુ આ તરફ દેખાતો નથી માટે ચંદ્ર અસ્ત થયો કહેવાય છે.

# પ્રાસ્તાવિક દોહરા.

કવિજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;
સોની ઘાટ ઘડી મરે, રાય સજે શણગાર. ૪૮૭

માન હરેક પ્રકારનું, મળવા ન ધરો આશ;
જળચર થળમાં વિચરતાં, નિશ્ચે પામે નાશ. ૪૮૮

ફૂલ કર્યાથી થાય શું, જો ન વખાણે લોક;
નહિ સુગંધ સુફળ નહિ, આવળ ફૂલે ફોક. ૪૮૯

આપ આપની સ્થિતિ તરફ, તાણ ખેંચનું તાન;
શિયાળ તાણે શીમ ભણિ, વસ્તી સન્મુખ શ્વાન. ૪૯૦

અક્ષખત હાથ ઉડાઉને, વસે ન ઝાઝી વાર;
પતંગ રંગ તણી રહે, ચટકી દહાડા ચાર. ૪૯૧

ફોકટ જે ફૂલાય તે, પછી ઘણો પસ્તાય;
જોર વગર જુદ્ધે જઈ, અંતે નાશી જાય. ૪૯૨

જેનો ચારો જે કર્યો, તેને ભાવે તેજ;
હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ કરેજ. ૪૯૩

કોઈ કવિ નીતિ લખે, કોઈ અનીતિ એક;
અનાજ વાવે એક જન, અફીણ વાવે એક. ૪૯૪

સુબોલથી શોભે વદન, કુબોલથી બેતાલ;
કાળું ચાખે કોયલા, પાન ચાવતાં લાલ. ૪૯૫

જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરશી, બહેરા આગળ નાદ. ૪૯૬

જેને જેનો સ્વાદ નહિ, તે તેને ન ચહાય;
દુષણ આપી દ્રાખને, કાગ લિંબોળી ખાય. ૪૯૭

જરૂર છત્રી જેઠમાં, ઓઢવાનો છે ચાલ;
લાજ કાઢવી જેઠની, ખરો હશે એ ખ્યાલ. ૪૯૮

કેમ સુજે વિદ્યા કળા, પ્રતિદિન જ્યાં ગભરાટ;
વરૂઓ જ્યાં વિંટી વળે, કેમ સુજે શુભ વાટ. ૪૯૯

કર્મ કરે તે ભોગવે, સર્વ બિજાને મૂખ;
કુકર્મ જમણો કર કરે, ડાબાને નહિ દુઃખ. ૫૦૦
આગબોટ આ તો જુઓ, જૂના જુઓ જહાજ;
ફેરફાર કરતાં થયો, એમ સુધારો આજ. ૫૦૧
સઘળા જન આ જગતમાં, કદી ન સૂધરનાર;
ખાડા ટિંબા વગરની, પૃથ્વિ નથી થનાર. ૫૦૨

રસ્તો પ્રથમ રચાવિયે, તો તે કારજ થાય;
ઉત્તમ રસ્તે અગ્નિરથ, જુઓ ઝડપથી જાય. ૫૦૩
રહે ટકી રક્ષણ વિના, નિરૂપયોગિ નવ જાય;
રહે કોટડાં ડોકરાં, ખપ તેનો ક્ષય થાય. ૫૦૪
પડયું જગત મુખ કાળને, કેડા મોર જનાર;
ઘંટીને ગાળે પડયા, દાણા લોટ થનાર. ૫૦૫
ઉદાર પુરૂષ ઉદારતા, તજે ન સહિ પરિતાપ;
આંબાને પથરો લગે, પણ આપે ફળ આપ. ૫૦૬
સૌ વાતે પડદો ભલો, ખુલ્લે દિસે બિગાડ;
ત્વચા મઢયું શોભે શરિર, વસે માંહિ ગંદવાડ. ૫૦૭
નામ કામનાં શું ગણો, કરી બતાવો કામ;
પુત્ર હજી તો પેટમાં, આગળથી શું નામ. ૫૦૮
હરેક વાતે દિલ ડરે, તેથી કામ ન થાય;
ડરે કુવા કાંઠે જતાં, પાણી કેમ ભરાય ? ૫૦૯
સર્વ ગુણે સંપન્ન તો, કયાંઇ ન દીસે કોય;
કેળ તરૂને કુસુમ નહિ, ગુલાબને ફળ નોય. ૫૧૦
જેણે દીઠું જેટલું, કરે તેટલી વાત;

કહે કુવાનો દેડકો, સાગરની શી ખ્યાત. ૫૧૧
રહે ભીખના રખડતા, નિરૂપયોગી નર તેહ;
મણિકા માળામાં રહે, ઉપયોગી તો એહ. ૫૧૨
ઘરના મોભી જન તણો, રહેજો અખંડ પંડ;
વાંસ વળી ભાગે ભલે, રહેજો મોભ અખંડ. ૫૧૩
જોડું ઉધમ કર્મનું, કહે સકળ કવિરાય;
નરનારીનું જોડલું, બે વિણ પ્રજા ન થાય. ૫૧૪
ઉરમાં સન્મતિ ઉપજે, દુર્ગુણ દૂર પળાય;
જેમ પ્રભાકર પ્રગટતાં, તરત તિમિર સૌ જાય. ૫૧૫
સમજી પોતે સુધરિયે, સૌ જગ નહિ સુધરાય;
પગે પગરખાં પહેરિયે, પૃથ્વી નહી મઢાય. ૫૧૬
શબ્દ એક સુણિ સમજીએ, છે કેવું ઘરસૂત્ર;
દિસે નાથ દારિદ્રિઓ, પંચાણીનો પુત્ર. ૫૧૭
બુદ્ધિ ન પાકે વય વિના, વિધા ભણે વિશેષ;
પુત્ર ન પ્રસવે બાળકી, સજી સુવાસણ વેશ. ૫૧૮
રૂઢી ફેરવતાં બહુ, જનને ઉપજે ક્ષોભ;
ચઢે મહા મુશ્કેલથી, નીર નેવનાં મોભ. ૫૧૯
ધો આસન અધિકાર સમ, જેમ બાગમાં ઝાડ;
કરે દ્રાખના માંડવા, કરે થોરની વાડ. ૫૨૦
ભણ્યો ગણ્યો તો શું થયું, જો નહિ પ્રભુનું જ્ઞાન;
પુત્ર વગરનું પારણું, વર રાજા વિણ જાન. ૫૨૧
ચોગે રસ્તે ચાલતાં, કદી ન આવે આંચ;
વણ રસ્તે ગાડું જતાં, ઘણીજ આવે ધાંચ. ૫૨૨
જ્ઞાન સુણાવે સર્વને, નિજ અજ્ઞાન ન જાય;
જગમાં અંધારૂં જુઓ, દિવા તળે દેખાય. ૫૨૩

જ્યાં જન્મે જ્યાં ઉછરે, તે જાણે સૂખ ત્યાંજ;
જેમ અગ્નિનો જીવડો, જીવે અગ્નીમાંજ. ૫૨૪

ભૂખ દુઃખ ને ભિક્ષુકો, વણ તેડાવ્યાં જાય;
કોણુ તાવને નોતરૂં, દેવા ચિત ચહાય. ૫૨૫

લોક લાજના બંધથી, જે છૂટ્યો વહિ જાય;
પતંગ છૂટ્યો ક્યાં પડે, કેમ નકી કહેવાય. ૫૨૬

કાઢિશ વાંક ન કોઈનો, કરીશ તે પામીશ;
વાવિશ જેવું વાવતાં, એવું અન્ન લણીશ. ૫૨૭

દાબ વિના દુનિયા વષે, નીતિ ન પાળે કોય;
નાવ રહે નહિ નિયમમાં, જો લંગર નવ હોય. ૫૨૮

ધરે રીત પરધર્મની, જો મન લાગે મીઠ;
પરીયો કેરાં પુતળાં, દેવ મંદિરે દીઠ. ૫૨૯

પોતાને જ કર્યા તણું, કામ બિજે ન કરાય;
આપ મુઆ વિણ સ્વર્ગમાં, જનથી નહીં જવાય. ૫૩૦

સમજુને નહિ ઠગિ શકે, ઢોંગી જન કે ધૂત;
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભૂત. ૫૩૧

પકડ પકડમાં ફેર છે, કહિયે સરખું કેમ;
બચ્ચાંને પકડે મની, ઊંદરને પણ એમ. ૫૩૨

જુવારમાં અંગારિયો, આવી ઉપજે જેમ;
કુળની કળા ઘટાડવા, કપૂત ઉપજે એમ. ૫૩૩

મોટાની શિખ માનીયે, હઠ નવ કરિયે આપ;
હઠ કરવાથી તો થયો, સીતાને સંતાપ. ૫૩૪

હઠ લીધી મૂકે નહીં, જેહ હઠીલા હોય;
મંકોડો મુકે નહીં, બચકૂં તૂટે તોય. ૫૩૫

વિચારિ વસ્તૂ માગિયે, જે આપી જ શકાય;
કન્યાનું માગું કરે, નારીનું ન કરાય. ૫૩૬

જેમાં જેવો માલ છે, તેનું રક્ષણ હોય;
કદી પટારે પેટિયે, નેવાં ભરે કોય. ૫૩૭

ધાણી લોહ કઢાઇમાં, ફટ ફટ ફૂટે જેમ;
પળ પળમાં માણુસ મરે, આ પૃથ્વીમાં એમ. ૫૩૮

આ દુનયામાં દેખતાં, ફિરમાં અચરજ થાય;
કોઇ દુઃખી કોઇક સુખી, કોઈ રૂએ કો ગાય. ૫૩૯

જે જન્મ્યો જે જાતિમાં, શોભે તેવો વેશ;
દખણીને કચ્છી તણો, દીપે નહીં દરેસ. ૫૪૦

દેહ ગેહ* ને ધન જશે, મળશે જ્યારે મોત;
જાય જેમ કરથી છુટી, ગોફણ ગોળા સોત. ૫૪૧

નિશ્ચે જાણે મોત દિન, તો દિલ થાય ઉદાસ;
અજાણથી આનંદમાં, રહે અધિક ધરિ આશ. ૫૪૨

ભવિષ્યવાદી ભૂતળે, કર્યા નથી કર્તાર;
નહિ તો નિરાશિ થાત સો, નિભત નહીં સંસાર. ૫૪૩

મિત્ર સમાન મુખે વદે, અંતર હોય વિરુદ્ધ;
જગત વિષે નવ જાણિયે, ઉજળું એટલું દૂધ. ૫૪૪

કુળ જનને આપે કરી, રસ્તો સુગમ સુપુત્ર;
તે વાટે વિચરે સહુ, સોયનિ પાછળ સૂત્ર. ૫૪૫

જો ખાતાં નવ આવડે, તો નવ ઉપજે સ્વાદ;
વાનર સીતાફળ તજે, બચકું ભરી એકાદ. ૫૪૬

ઘણા દિવસ પરઘર વસે, તે પામે અપમાન;
માત ઉદર બહુ દિન રહે, કહે શત્રુ સંતાન. ૫૪૭

સમય વિના ન મળે કશું, ફિરમાં શિદ અકળાય;
રાણીનો સુત રઢ લહે, રત વિણ ફળ નવ થાય. ૫૪૮

---

* ઘર.

નિજ ગુણમાં જે ન્યૂનતા, ખામી તે દેખાય;
જો ઓછી કડવાશ તો, અફીણ એ નિદાન. ૫૪૯
હલકા ઊંચ પદે ચઢે, ભારે થયે પડાય;
ઉંચી ચડે વરાળ તે, બરફ બની પડિ જાય. ૫૫૦
જે પાળે પોષે સદા, તે મારે કદિ માર;
જેમ વૃષ્ટિ આ સૃષ્ટિને, કરે કષ્ટ કો વાર. ૫૫૧
નિજ કુળ લાયક તે ક્રિયા, કર્યે ન લાજ લગાર;
ચોગ્રામાં ચાસે ચઢી, ગર્ધવ પર કુંભાર. ૫૫૨
હારજીતનાં કામ તે, વકિલ વગર નવ થાય;
ક્રિયા મરણ ને પરણની, વાંસ વિના ન કરાય. ૫૫૩
પ્રમદા જનના પેટમાં, વાત ન ગુપ્ત રખાય;
હાંડીમાં દીપક બળે, સૌ જન જાણી જાય. ૫૫૪
નર નિજ મનની નવ કરે, પરની પકડે વાત;
તખતો પર પ્રતિબિંબ લઈ, એ જ કરે પ્રખ્યાત. ૫૫૫
અલ્પ સત્યની ઓથ લઈ, રચે દાવ ને પેચ;
જોતિષમાં સાચું ગ્રહણ, વૈદક સાચો રેચ. ૫૫૬
સભા વિષે જઈ બેસવું, જેનો જ્યાં અધિકાર;
ઝાંઝર શોભે ચરણમાં, હૈયા ઉપર હાર. ૫૫૭
ભોજન દે પણ ભાવ વિણ, સ્વાદ ન પામે કોય;
મસાણના લાડુ વિષે, ઇલાઇચી નવ હોય. ૫૫૮
ઠગ ભોળા જે ભૂમિમાં, તેથી લોક ઠગાય;
ભોળો ગાગર ભૂલિને, ગોળો ઉપાડિ જાય. ૫૫૯
ફૂટે જ્યારે નાતનો, ત્યારે ધરિયે ત્રાસ;
કૂહાડિમાં હાથો બળે, તો તરૂ તણો વિનાશ. ૫૬૦

જડ જન સાથે જો ગણે, કરિયે ચિંતા કેમ;
તોળે તોપણ શું થયું, ગુંજા સાથે હેમ. ૫૬૧
વેદ ભણે છે વેદિયા, પણ નવ જાણે અર્થ;
નિજ વચનાર્થ વિચારવા, શુક નહિ જેમ સમર્થ. ૫૬૨
સઘળી પર આશા વડે, શ્રેષ્ઠ કામ ન કરાય;
તાડ ઉપર ચડનારને, ટેકો અલ્પ અપાય. ૫૬૩
સૌ નિજને બીજા થકી, સમજે ડહાપણદાર;
અક્કલ અંધારા વિષે, વહેંચી વિશ્વાધાર. ૫૬૪
અમલદારના નામથી, લાંચ નોકરો ખાય;
જેમ દેવના નામથી, પૂજારી પોસાય. ૫૬૫
આ દુનિયામાં દેખિયે, ભાગ્યના એ ભેરૂ;
આળસુને દે આશરો, ગોપીચંદન ગેરૂ. ૫૬૬
અકર્મિ જો બહુ આથડે, રહે દરિદ્રિ પેર;
બળદ ઘાંચિનો બહુ ભમે, તોય ઘેરનો ઘેર. ૫૬૭
અધિપતિ આગળ માગિયે, હક કરિ વાર હજાર;
માતા પણ માગ્યા વિના, આપે નહીં અહાર. ૫૬૮
ભેદુ આગળ ભેદની, વાત ન ગુપ્ત રખાય;
પેટ દાઇની આગળે, સંતાડ્યું નવ જાય. ૫૬૯
પૈસાનું લેખું ગણે, ખર્ચે અવર અપાર;
ખોસે ડુચા ખાળમાં, ધરે ઉઘાડાં દ્વાર. ૫૭૦
ભિક્ષુક થકી મજૂરનો, ધંધો ઉત્તમ ધાર;
માન તજીને માગવું, એનો ધિક અવતાર. ૫૭૧
મુંડ મુંડાવ્યે શું થયું, જો નહિ મન મુંડાય;
કપડાં તો ભગવાં કર્યાં, વૈભવ ચિત્ત ચહાય. ૫૭૨

હઠ મૂકાવે સહજમાં, જાણે જેહ ઉપાય;
મૂકે નહીં બચકું જૂઓ, શું કે જુદી થાય. ૫૭૩
દેવાળાથી બહુ ડરે, તો વેપાર ન થાય;
મરવાથી મનમાં ડરે, તો જુધ્ધે ન જવાય. ૫૭૪
કરજ વધારિ વરા કરે, રહે લાજ નહિ લેશ;
મોર કળા શોભે ભલી, પાછળ વરવો વેષ. ૫૭૫
અકળિત ઈશ્વરની કળા, કળે કોણ નર નારિ;
કેમ એક બે ત્રણ થઈ, ત્રોજામાં સોપારિ. ૫૭૬
સહન થયું જે સર્વદા, તેનો નહીં ક્લેશ;
સદા વસે સમશાનમાં, તેને દયા ન લેશ. ૫૭૭
નીચ નીચના કામનો, આપ ગણે ઉસ્તાદ;
ધ્રુજે શંસિ જોનાર જન, લેશ ન ધ્રુજે જલાદ. ૫૭૮
જે તુજ થકી ન થઈ શકે, પ્રભુને એજ ભળાવ;
પાણિઆરૂં નહિ પ્રભુ ભરે, ભરશે નદી તળાવ. ૫૭૯
જાણે લખતાં વાંચતાં, કહો ભણેલો તોય;
નહિ મામાથી તો ભલો, હોય કહ્યાનો કોય. ૫૮૦
જ્ઞાનની સંગતથકી, જ્ઞાન ઉપજે કેમ;
દીપક કેરા સ્પર્શથી, દીપક પ્રગટે જેમ. ૫૮૧
જ્ઞાની કેરૂં જ્ઞાન પણ, ઘણે કુસંગે જાય;
જેમ પવનના જોરથી, દીપક તો બુઝાય. ૫૮૨
રહે મૌન જો માનવી, અક્કલ નહીં કળાય;
બાંધી મૂઠી લાખ લે, ઊઘાડી વા ખાય. ૫૮૩
વસ્તુ નહીં વહોરિયે, જોયા વિના જરૂર;
આપે કન્યા આંધળી, જ્યાં દેશાવર દૂર. ૫૮૪

દયા વિના આદર વિના, કદી ન શોભે દાન;
ચુના વિના કાથા વિના, રંગ ન આપે પાન. ૫૮૫
ઉદ્યમ તો સઉ આદરે, પામે કર્મ પ્રમાણ;
કર્મીને હીરો જડે, અકર્મિને પાષાણ. ૫૮૬
સમજે મનમાં સર્વ પણ, જીભે કહ્યું ન જાય;
નામ ધણિ ધણિયાણિનાં, જાણે પણ ન વદાય. ૫૮૭
લાલચમાં લપટાય તે, બંધનમાં બંધાય;
ખાવાની લાલચ વડે, કોળ જેમ પકડાય. ૫૮૮
માંડે મોટું કામ ત્યાં, લગારનો શો ફેર;
હજાર મણ તોળાય ત્યાં, શી ગણતીમાં શેર. ૫૮૯
જેનો માન્યો જીવ જ્યાં, ત્યાં તેનું મન જાય;
ફરતિયે ધ્રુવ માછલી, પણ ધ્રુવ સન્મુખ થાય. ૫૯૦
ઘણો સુખી તે ઘરધણી, જો વનિતા ગુણવાન;
રાજા રાજ્ય સુખે કરે, હોય પ્રવીણ પ્રધાન. ૫૯૧
વેશ સમજ્યાથી શું થયું, ન હોય ગુણ જો લેશ;
કેમ જુવાની આવશે, કાળા કીધે કેશ. ૫૯૨
શબ્દ સુ કવિના કાવ્યના, કાઢ્યા યોગ્ય ન કોય;
સાકરના શ્રીફળ વિષે, ત્યાગ ભાગ નવ હોય. ૫૯૩
શાસ્ત્ર શુણીને સારનો, કરિયે સંગ્રહ કેમ;
રજકણમાંથી શોધિને, જેમ સંઘરે હેમ. ૫૯૪
સાર શોધિ સંગ્રહ કરે, ધીમંતા નર ધીર;
હંસ જેમ હુંશિયારિથી, પિયે ક્ષીર તજિ નીર. ૫૯૫
ખળ બોલે બંધાય નહિ, કરિ વિપરીત વૃત્તાંત;
[illegible]ી રાખે સન્યાસ તો, દે શિવનું દ્રષ્ટાંત. ૫૯૬

બોલે બમણા બોલ પણ, દે નહિ ચપટી રાખ;
લપોડશંખ દે લાખ તો, લે કહેશે બે લાખ. ૫૯૭
પદવી નીચી પામશે, બોલે જે બહુ વાર;
ચોડે કપાળ ચાંદલો, ઝાંઝર પણ મોઝાર. ૫૯૮
શત્રુ દબાવે પરસ્પર, જ્યારે જેનો કાળ;
ગેરૂ ચઢતો હેમપર, હેમ *ગેરૂ પર હાલ. ૫૯૯
દાન તરત દે તે ભલું, હોય છોટું પણ છેક;
લાખ તણા ઉધારથી, ભલો રોકડો એક. ૬૦૦
ગરીબનાં મન કૂમળાં, ધનપતિ કઠણ વિશેષ;
કપાસ કોમળતા ધરે, હીરો કઠણ હમેશ. ૬૦૧
વિલાયતી સૌ સાહેબો, ગણે હિંદુઓ ભૂપ;
જેમ નર્મદાના બધા, કંકર શંકર રૂપ. ૬૦૨
કરતાં સારી નોકરી, પમાય ઉંચું સ્થાન;
કદી ન આપે મોક્ષ પદ, ભજ્યા વિના ભગવાન. ૬૦૩
સર્વ શિરે શત્રુ દિસે, સૃષ્ટિ જુઓ સમસ્ત;
હિરણ્યાક્ષ પૃથ્વી તણો, ઉદધી શત્રુ અગસ્ત. ૬૦૪
ગણિયે નહિ કાયા તણો, સૌના સરખો મેળ;
ક્યાં બાવળ ને બોરડી, ક્યાં ગુલાબ ને કેળ. ૬૦૫
જૂદો પડે સ્વજન થકી, સુખ સંપતિ ન સુહાય;
શુક સુવર્ણ પિંજર થકી, છુટતાં ઉડી જાય. ૬૦૬
ગુનેગાર પકડાય તો, સગા થકી શું હોય;
તેડું આવે મોતનું, રાખી શકે ન કોય. ૬૦૭

---

* કલિયુગમાં સંન્યાસીઓ ગેરૂથી રંગેલાં લુગડાં પહેરે છે, અને તેના પર સોનાની કંઠીઓ પહેરે છે.

જેણે ડર દીઠા ઘણા, અલ્પ ડરે ન ડરાય;
શિરે ત્રંબાળુ ગરગડ્યાં, થાળી પિટ્યે શું થાય. ૬૦૮
કળથી શત્રુ જીતિયે, અળગા રહિને આપ;
હાથે નહિ પણ સાંણુસે, જેમ પકડિયે સાપ. ૬૦૯
જ્યાં જેના ગ્રાહક નહીં, ત્યાં તે નવ પોસાય;
જોગિ દિગંબર જ્યાં વસે, ધોબી ત્યાં ન કમાય. ૬૧૦
ભલે પ્રમાણિક ને ભલા, જાણે સૌ જન જાત;
એક બીજાના ધર્મની, કદી ન માને વાત. ૬૧૧
લાજે તે હારે અને, જીતે જે ન લજાય;
પીંજારી સાથે નહીં, રાણી થકી લડાય. ૬૧૨
ગઈ તે મળે ન આબરૂ, પાછી કોઈ પેર;
મોતીનું જે ઉતર્યું, પાણી ચડે ન ફેર. ૬૧૩
ચોખ્ખું બોલે ને લખે, તે જન સુખી સદાય;
અર્ધાક્ષર બોલ્યે લખ્યે, રજનું ગજ થઈ જાય. ૬૧૪
કહિયે પણ કરિયે નહીં, વગર લખત વ્યવહાર;
પવન મનુષ્યના મગજનો, ફરી જતાં શી વાર. ૬૧૫
કઠણ લખત છતાં જડે, રસ્તો જુદો નિદાન;
હિરણ્યકસ્યપુને હણ્યો, છતાં કઠણ વરદાન. ૬૧૬
શી રીતે સમજુ જને, ઢોંગ ધૂર્ત્તતા થાય;
ભવાનિનો થઇને ભુવો, શાસ્ત્રીથી ન ધુણાય. ૬૧૭
ઉપજે જ્યે ઇશ્વર કરે, કોઇ સ્થળે શુરવીર;
કળાય નહિં ક્યાંથી ચડ્યું, નાળિયેરમાં નીર. ૬૧૮
થોડા જન મોટું ઘણું, કરે કળાથી કાજ;
અલ્પ દેશ ઇંગ્લાંડ પણ, કરે મુલકમાં રાજ. ૬૧૯

જૂની રીત ફરી ગઈ, તે રીતે ન કરાય;
માગે ફળ હયમેધનું, પણ હય મેધ* ન થાય. ૬૨૦
કષ્ટ સહન કરિને કરે, ઉપકારી ઉપકાર;
કપાસ જન કાજે સહે, કષ્ટ અનેક પ્રકાર. ૬૨૧
સારાને પણ સમય વિણ, કરે દૂર નર નાર;
સૂવા સમે શરીરથી, ઉતારે શણગાર. ૬૨૨
રંગે સરખા હોય પણ, ભીતર ભેદ અથાગ;
ધોળા બગલા હંસલા, કાળા કોકિલ કાગ. ૬૨૩
અવસર આવ્યે ઉપજે, સ્વજાતિજનનું જોર;
થાય જીવતાં દેડકાં, જ્યાં વરસે ઘનઘોર. ૬૨૪
સર્વેને સરખા ગણે, જેને નહીં વિવેક;
દીપક મણિ ને દિનમણિ, મૂરખને મન એક. ૬૨૫
કમાય બીજા કોઇ જન, કર્મી જનને કાજ;
મારે મરે સિપાઇઓ, રાજા પામે રાજ. ૬૨૬
જેની આસ્તા જે વિષે, તેને તે પર પ્રીત;
ભીલ તજી ભગવાનને, ભજે ભૂતડી નિત્ય. ૬૨૭
વેર જુક્તિથી વણિક તો, પર હસ્તે લેનાર;
ટોકર મારે હજામ તો, આપે પૈસા ચાર. ૬૨૮
જેને કશું ન જોઇએ, સૌ દેવા જાય;
જો પ્રતિમા જમતી નથી, નિત્યે થાળ ધરાય. ૬૨૯
એક પરાક્રમિ સુત ભલો, નહીં દરિદ્રિ અનેક;
ભુંડણ પુત્ર અનેકથી, ભલો સિંહ સુત એક. ૬૩૦
જેવો ધરિયે વેષ ત્યાં, તેવાં વચન વદાય;
વિદુષકની વાણી મુખે, રાયે નવ ઉચરાય. ૬૩૧

---

* ભોગ-બળીદાન.

ભળે ભલું સાહિત્યની તો, શોભે વાત હમેશ;
ભળે મશાલો અન્નમાં, ઉપજે સ્વાદ વિશેષ. ૬૩૨
મધ્ય ભાગ સૌથી ભલો, દીસે સર્વે ઠાર;
જેમ શેલડી મધ્યનો, ભાગ ભલો રસદાર. ૬૩૩
અવલોકી સુખ ઉપરનું, ગણિયે નહિ સદ્ભાગ્ય;
છે પૃથ્વીના પેટમાં, સદા સળગતી આગ્ય. ૬૩૪
ભુખ્યું ભુખના દુઃખથી, અખાજ ખાવા ચહાય;
સાપણ ભૂખી શોધિને, નિજ બચ્ચાંને ખાય. ૬૩૫
હૈવત દીસે જેહમાં, હરકત તેને હોય;
સૌકો પીલે શેલડી, નહિ એરંડો કોય. ૬૩૬
જેને ઇચ્છે કોઈ નહિ, એને શેની આડ;
જુઓ તમાકુ ખેતરને, કોઈ કરે નહિ વાડ. ૬૩૭
જોરાવર રિપુ પણ ડરે, બુદ્ધિમાનથી ઊર;
જન વસ્તીથી સિંહ પણ, રહે ડરીને દૂર. ૬૩૮
જો સુખ એક પ્રકારનું, બિજી રિતે નવ હોય;
પક્ષીને સુખ પાંખનું, તો પગમાં બળ નોય. ૬૩૯
જેવી જેની યોગ્યતા, તે સ્થળ શોભે નિત્ય;
પગમાં શોભે પગરખાં, શિરે પાઘ શોભીત. ૬૪૦
કવિનું કડવું કથન પણ, દિલ લાગે રસદાર;
કારેલાં કડવાં ખરાં, પણ સ્વાદિષ્ટ આહાર. ૬૪૧
જેમ જેમ શોભા બહુ, દુઃખ તેમાં બહુ હોય;
મહેલ પડે બહુ જન મરે, પરણકુટી નહિ કોય. ૬૪૨
સમધારણ સર્વે ભલું, અતિશયમાં નહિ સાર;
અધિક અન્ન જળ પણ કરે, વપુમાં ઘણો વિકાર. ૬૪૩

જ્ઞાન મળ્યું શા કામનું, જે ઉપયોગ ન થાય;
પરણી ઘર માંડયું નહીં, પરણ્યાં વ્યર્થ ગણાય. ૬૪૪

સુખ માટે છે ધર્મ પણ, વધ્યું પરસ્પર વેર;
સુખ અર્થે સાગર મથ્યો, થયું હળાહળ ઝેર. ૬૪૫

જ્યાં લક્ષ્મી લાગી જવા, કેમ ગઈ ન કળાય;
કપૂર ઉડી જાય તે, જતાં ન જેમ જણાય. ૬૪૬

ડોળ ઉપરથી દેખતાં, કંઈ પરીક્ષા થાય;
કંકૂના છાંટા થકી, કંકોતરી જણાય. ૬૪૭

જેવા સ્થાનકમાં વસે, ત્યાં તેવો અધિકાર;
જેમ જંગલી* દેવને, ચિથરાંનો શણગાર. ૬૪૮

હલકો ઊંચ પદે ચઢે, મનમાં પવન ભરાય;
દેવળ તણી ધજા સદા, પવને ઝોલાં ખાય. ૬૪૯

ઊંચે ચઢિ પવને ચડે, આયુષ્ય ટુંકું છેક;
અચળ શિખર બહુ દિન ટકે, ધજા વરસમાં એક. ૬૫૦

કહો પક્ષ+ પણ શું કરે, દૈવ રૂઠે જે ઠામ;
પોપટ બંધનમાં પડયો, કરે પક્ષ શું કામ. ૬૫૧

કરવું તો મુસ્કેલ છે, કહેવું સઘળું સહેલ;
જીમે શહેર જમાડિયે, જમાડવું મુસ્કેલ. ૬૫૨

જ્યાં જન્મ્યો ને જે રૂચ્યું, ત્યાં તેનું મન લીન;
મીઠા જળમાં તો મરે, ખારા જળનું મીન. ૬૫૩

જેમ તેમ કવિતા કરી, મૂરખ મન ફૂલાય;
લીંટા તાણી સ્યાહિનાં, જેમ બાળ હરખાય. ૬૫૪

માયા નહિ છોડે તને, તજિશ નાત કે દેશ;
બાવા સાથે બાવિયે, પહેર્યો ભગવો વેશ. ૬૫૫

---

* ખીજડીઓ મામો. + વગ અથવા પાંખ.

મન તો મર્કટ તુલ્ય છે, તેનો શો વિશ્વાસ;
વૈરાગ્યે ઘરને તજે, વળિ ઇચ્છે ઘરવાસ. ૬૫૬
જેનું મુખ ફૂલે નહીં, તે શું દેશે દાન;
તરૂવર પણ ફૂલે પ્રથમ, થાય પછી ફળવાન. ૬૫૭
તજિયે દેખી દુર્ગુણી, ફરી ન કરિયે સંગ;
સર્પ તજે જે કાંચળી, ફરી ધરે નહિ અંગ. ૬૫૮
હસવાથી હલકો પડે, હોય રંક કે રાય;
જેનું મુખ ફાટ્યું રહે, કાલું તે કહેવાય. ૬૫૯
આ સૃષ્ટીમાં શ્રમ વિના, ન મળે વસ્તુ અભિષ્ટ;
વગર વલોવે દહિં થકી, મળે ન માખણ મિષ્ટ. ૬૬૦
ધણી વગરની ટોળિનું, નહિ ઠેકાણું ઠોર;
કદી ન ચાલે પાંશરાં, ધણી વગરનાં ઢોર. ૬૬૧
ન્યાયાધીશ ન કામના, જો અન્યાયી નવ હોય;
કાતર જો કાપત નહીં, તો શું સાંધત સોય. ૬૬૨
નિરૂપયોગિ જન જાણિયે, ભિખ માગી ખાય;
પથરા પણ ઉપયોગના, ચણતર માંહિ ચણાય. ૬૬૩
લડાઈની વચમાં પડે, તેને પણ દુઃખ થાય;
શેલડિ સાથે કોલમાં, પડે તેહ પીલાય. ૬૬૪
સારૂં પણ અવસર વિના, સરસ ન લાગે લેશ;
શોભે નહિ વિવાહ વિણ, વરરાજાનો વેશ. ૬૬૫
કરિયે દયા વિવેકથી, અવિવેકે ન કરાય;
નિજ બાળક ભૂખ્યાં, પરને નવ દેખાય. ૬૬૬
સારૂં કરતાં વાર બહુ, નરસું તરત કરાય;
નથ ઘડાવતાં વાર પણ, નાક તરત છેદાય. ૬૬૭

અમુલ્ય વસ્તુ લાજ છે, જાણે સુજન સમાજ;
જીવન અરથે જર તજે, જીવન લજ્જા કાજ. ૬૬૮
જો કદિ જવું અદાલતે, વેર ન ધરવું ચિત્ત;
ગણવી બાજી ખેલની, હાર જીતની રીત. ૬૬૯
તરફ એક નવ તાણુ તો, તત્વ વસ્તુ તું પામ;
ખેંચે છે બે તરફ જો, મહિયારી મહિ કામ. ૬૭૦
જેવાને તેવા મળે, તો તેમાં શો માલ;
નાઈ બતાવે આરશી, ભાંડ બજાવે ગાલ. ૬૭૧
હોય તત્વવેત્તા થવું, મન તો ન મળે સ્થીર;
ફાટી બોખે કાઢવું, ઊંડા કુવાનું નીર. ૬૭૨
પણ સ્વારથ પણ વિશ્વમાં, દુષ્ટ વસાવે વેર;
સારા નરસા સર્વને, શ્વાન ભસે એ પેર. ૬૭૩
ભિક્ષુક ન ફરે ભીખવા, ફરે જ દેવા જ્ઞાન;
જો હું પામ્યો આ દશા. કદી ન દીધું દાન. ૬૭૪
ઉપાય આગળથી સજી, રાખે તેનો રંગ;
શિવ રાખે છે અગ્નિ તો, ધરે જટામાં ગંગ. ૬૭૫
આગળથી ચેતે નહીં, તરત ઉપાય ન થાય;
કહો આગ લાગ્યા પછી, કુવો કેમ ખોદાય. ૬૭૬
ઈશ્વર પણ આગળ થકી, સજે ઉપાયો શુદ્ધ;
બાળ જનમ પહેલાં રચે, માતા સ્તનમાં દૂધ. ૬૭૭
આગળ થકી ઉપાયનો, વિચાર કરિયે વીર;
નક્કી કરિયે ક્યાં થકી, જશે નેવનાં નીર. ૬૭૮
હાથી બળદો અશ્વને, અંકુશ નાથ લગામ;
જનને લજ્જા લોકની, સિધાં ચલાવવા કામ. ૬૭૯

ક્ષણભંગુર તન ધન તણો, વિશેષ શો વિશ્વાસ;
જેમ સ્વપ્નનિ સાહેબી, પળમાં પામે નાશ. ૬૮૦
અડચણ નડે ન કોઇને, કશું ન નિપજે એમ;
પીડા જુએ પ્રવાસિની, તો ધન વરસે કેમ. ૬૮૧
લખતાં કાળો કર કરે, રાંધે દેહ દઝાય;
નાચ કરંતાં નટ પડે, કાચા તે કહેવાય. ૬૮૨
સૌ કવિને સરખા ગણે, જન જે મૂરખ જાત;
એક જ અસ્ત્રે સર્વને, મુંડે મેધો રાત. ૬૮૩
નભે શરમ તે ક્યાં લગી, જો જન તજે સુરીત;
જાઓ હવે કહેવું પડે, હજી પરોણો નિત્ય. ૬૮૪
બધી કમાઈ બચે નહીં, અધિક અંશ વવરાય;
જણ્યાં એટલાં જો જીવે, સૃષ્ટીમાં ન સમાય. ૬૮૫
સારા નરતા સર્વ જન, માગે દેવ સહાય;
કરી માનતા દેવની, ચોર ચોરવા જાય. ૬૮૬
મૂરખ પંડિત સૌ કહે, અક્કલ ચાલે જેમ;
કોણે દીઠું લોહનું, પારસ પરશે હેમ. ૬૮૭
હરખ શોક બન્ને જુઓ, વંશ* વિષે દેખાય;
સીધે વિવાહ સમ ખુશી, આડે ઠાઠડિ થાય. ૬૮૮
નિર્ધન જન ધન મેળવે, ધન ટાળે ધનવાન;
ભરાય ને ઠલવાય છે, જળ ઘટમાળ સમાન. ૬૮૯
આપે વસ્તુ આવિને, લઇએ કરી વિચાર;
ફૂઈબા ફૂઇઆરૂ કરે, પણ બમણું લેનાર. ૬૯૦

---

* વાંસડો અથવા છૈયા છોકરાં.

ભણી ગણી ડહાપણ ભરી, તોપણ અણજો જાત;
શરદ પુનમની શોભતી, અજવાળી પણ રાત. ૬૯૧

ભલા ભુંડાનું પ્રથમથી, કરિયે કેમ પ્રમાણ;
લાડી ને પાડી તણાં, નિવડયા પછી વખાણ. ૬૯૨

જેનો અવસર જે સમે, તેને માન અપાય;
હોય ભલે બીજા રૂડા, પરણે તેને ગાય. ૬૯૩

વરને કન્યા નવ મળે, કન્યાને વર કોય;
નકટીને જોગી મળે, જોડે જોડું હોય. ૬૯૪

બગડે તો બોલ્યા તણો, રહે નહીં નિરધાર;
જો બગડે ઘડિઆળ તો, વાગે એના બાર. ૬૯૫

પાપે પૈસા મેળવે, પડે તેહ સમ તુટ;
મુઠિ મુઠિ ચોરે મિયાં, અલ્લા ચોરે ઊંટ. ૬૯૬

માગે તેને નવ મળે, વણ માગે મળનાર;
સુત ન મળે શ્રીમંતને, દરિદ્રિને દસ બાર. ૬૯૭

વણ પરણેલા પરણવા. પરણ્યો તજવા ચહાય;
લક્કડ લાડુ ખાય તે, ન ખાય તે પસ્તાય. ૬૯૮

દાઢી મુછ મુંડાવિને, વરવું કીધે મૂખ;
શોભા ઓછી થાય પણ, શીરાવ્યાનું* સુખ. ૬૯૯

દ્વિજ **દલપતરામે** રચી, શુભ દોહા સતશાઈ;
સાત સરી મણિ માલિકા, હૃદય ધરો હરખાઈ. ૭૦૦




* શીરાવતાં વાળ આડા આવે નહીં. બીજો અર્થ—દાઢી મુછ મુંડાવીને વેરાગી થવાથી લોકોમાં આબરૂ જાય પણ શીરાવ્યાનું એટલે ખાવા પીવાનું સુખ મળે.